# श्रीकैवल्यकुंची.

લેખક.


## यति मुकुन्दाश्रम.


સવૈયા બત્રીસા.

ભુવન ભોગ કુરોગ ગણી તત યોગ તજે **મમતા** સહુ છોડી,
માન તથા અપમાન તણું મૂળ તે **અભિમાન** તજે મન મોડી;
છે ભરપૂર જરી નહિ દૂર વિભુપદ ઉર ધરો **રતિ** ઉંચી,
હિંમતથી અંહિ આપી શકો કદિ **કિંમત** તો ગ્રહો **કૈવલ્યકુંચી.**


પ્રત ૧૦૦૦ **प्रकट कर्त्ता.**

**પુલજી ઇશ્વર વ્યાસ.**

**કિંમત ફી. મુ. ઓડ.**

સંવત. ૧૯૬૮ ઇ. સ. ૧૯૧૨.



# श्रीकैवल्यकुंची.



લેખક.

यति मुकुन्दाश्रम.

સવૈયા બત્રીસા.

ભુવન ભોગ કુરોગ ગણી તત યોગ તજો મમતા સહુ છોડી,
માન તથા અપમાન તણું મૂળ તે અભિમાન તજો મન મોડી;
છે ભરપૂર જરી નહિ દૂર વિભુપદ ઉર ધરો રતિ ઉંચી,
હિંમતથી અંહિ આપી શકો કદિ કિંમત તો ગ્રહો કૈવલ્યકુંચી.

प्रत १००० प्रकट कर्त्ता.

પુલજી ઇશ્વર વ્યાસ.

કિંમત ફ્રી. મુ. ઓડ.

સંવત. ૧૯૬૮ ઇ. સ. ૧૯૧૨.

ॐ

# तत्सद्गुरुवेनमः

# પ્રસાદ પ્રદેશન.

---

પરમ પવિત્ર આત્મબંધુ ! સજ્જનશ્રી રા. રા. ____________

________________________________________ મુ.

વિશેષમાં આપણા પૂજ્ય **પ્રાચીન મુનિઓની** આજ્ઞા છે કે **आत्मवत सर्वं भूतेषु " પ્રાણીમાત્રને પોતાના આત્માસમાન જોવાં "** જો કે આ વચનને સંપૂર્ણ રીતે માનવું એ તો **શ્રીપરમાત્માની** પૂર્ણ દયા હોય ત્યારેજ બને છે તથાપિ તે વાત જાણ્યા પછી જો તેને પાળવાને આપણે ખરા જીગરથી પ્રયત્ન કરીએ તો તે કૃપાનિધિ આપણુને એવા સંજોગમાં મુકે છે કે તેનું કેટલેક અંશે પાલન થઇ શકે. તદ્વત્ મારા **सद्गुरुश्रीपरमात्माभिन्न यतींद्र श्री १०८ मुकुन्दाश्रमजी**ની કૃપાથી મને પ્રાપ્ત થયેલ **" અખંડ સુખના અગમ્ય આગારને ઉઘાડનાર " " श्री कैवल्यकुंची "**

**અભેદ માર્ગના ભોમિયારૂપ** જણાતાં મારા અન્ય બંધુઓ પણ તેના પ્રકાશમાં આવી, દેવતાઓ પણ જે જન્મની ઇચ્છા કરે છે એવો " **મોક્ષના દરવાજારૂપ** " માનવજન્મ મિથ્યા સુખાભાસમાં સત્યસુખની શોધ માટે ફાંફાં મારતા ફોકટમાં ફેંકી દે છે તેથી અટકી સત્યસુખને સમજી તેને પ્રાપ્ત કરવાના ઉત્તમ રસ્તાપર વળે એવા શુભ હેતુથી આ લઘુ પુસ્તકને છપાવી આપના પવિત્ર પ્રેમથી આકર્ષાઇ આપને સ્નેહથી આ ગ્રંથની નકલ આપણા ભ્રાતૃભાવની દ્રઢતા માટે **પ્રસાદ પ્રદેશન** ( નિર્મળ ભેટ ) કરૂંછું તો તેનો સ્વીકાર કરી સાર ગૃહણ કરી પરમાત્મસ્વરૂપમાં અખંડ સુખનો અનુભવ કરશો એવી બંધુભાવથી સૂચના કરતાં તેજ **સદ્‌ગુરૂપરમાત્માની** પરમ શાન્તિમાં વિરમું છું ૐ

મુ. અંકલેશ્વર ઠે. પારસીવાડને નાકે શુકલની ખડકી.

સંવત. ૧૯૬૮
**મહાશિવરાત્રી**
તા–૧૬–૨–૧૨. શુક્ર.

લી૦ સ્નેહી.
**ફુલજી ઇશ્વરના યથોચિત્**

ॐ

श्रीसद्गुरुर्विजयतेतमाम्

# अर्पण पत्रिका.

श्रीमत्परमहंसपरिव्राजकाचार्य शान्त्यादि
शुभ गुण विशिष्ट राजयोगानुष्ठाननिष्ठ
श्रीमत् यतींद्र ब्रह्मविद्वरिष्ठ श्रीसद्गुरुश्री
१०८ श्री गोविन्दाश्रमजी माहाराज

मु. श्री क्षेत्रकरनाळी.

**यत्करोषि.** એ શ્લોકદ્વારા **શ્રીપરમાત્માની** આજ્ઞા છે કે તું જે કર તે સર્વ મને અર્પણ કર. એ શાસ્ત્રઆજ્ઞાને અનુસરીને આપશ્રીના પૂર્ણ પ્રસાદથી પ્રાપ્ત થયેલ "**આ કૈવલ્ય-કુંચી**" કે જેના પ્રતાપથી મેં અખંડ સુખની પ્રાપ્તિના રસ્તાને યથાર્થ સમજી તે પર આરૂઢ થઇ એ નિરતિશયસુખની

સીમામાં પ્રવેશ કર્યો છે. એજ સુખ પુનઃ વિશ્વમાં વસતા મારા સર્વાત્મબંધુ અનુભવે માટે જેમ પ્રેમી ભક્ત, પ્રભુકૃપાથીજ અન્ન મેળવે છે છતાં તેને પરિપકવ કરતાં તે દોષિત થાય છે તો તે દોષ દૂર થવા અને અન્નનું અમૃત બનવા પ્રભુનેજ ધ· રાવે છે તેમ આપનીજ કૃપાથી પ્રાપ્ત થયેલ આ **મોક્ષસુખની ચુક્તિ** જે અનાદિ છે તેને મારા વિચારાનુસાર લખતાં થયેલા દોષોને દૂર કરવા અને અમૃતરૂપ થઇ સર્વનું કલ્યાણ થવાના ઉચ્ચ હેતુથી **"આપ શ્રીપરમાત્મસ્વરૂપને"** પ્રયત્ન પૂર્વક ભક્તિભાવથી પ્રેમપૂર્વક અર્પણ કરૂંછું તે સ્વીકારવા કૃપાવંત થશો. અસ્તુ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

**विनंती करनार.**

**हुं छुं**

**सदा आपश्रीनी कृपामां**
**निमग्न थयेलो लघु बाळ**
**यति मुकुन्दाश्रमना सा. दं.**
**पूर्वक ॐ हरिः**

સંવત ૧૯૬૮ ના માર્ગશીર્ષ સુદિ ૩ ને ગુરૂવાર
મુ. **કરમસદ** તા. આણંદ
માધવગિરજીનો બંગલો.

ॐ

# तत्सद्ब्रह्मणेनमः

# " भूमिका "

**त्वमेवशरणं गच्छ सर्वं भावेनभारत ।**

**तत्प्रसादात्परांशांति स्थानं प्राप्यासि शाश्वतम् ॥**

**भा०**–હે ભારત સર્વ ભાવથી એટલે તન, મન, ધન, વચન, કર્મ અને આત્માથી તેને **તે પરમાત્માને**–શરણે જા એટલે તારા ઉપર તેમની કૃપા થશે એટલે તું શાન્તિ પામીશ અનેત્યાર પછી તને શાશ્વત પદની પ્રાપ્તિ થશે.

**શ્રી ભગવદ્ગીતાનો** ઉપર કહેલો મંત્ર એમ સૂચવે છે કે પ્રભુને શરણે જનારને **શાન્તિ અને તે અખંડ બની રહે તેવું શાશ્વત–કાયમ–સ્થાન** મળે છે. સંસારના ત્રય ( આધિ, વ્યાધિ, ને ઉપાધિ,) તાપથી તપ્ત થયેલ જીવાત્માઓ એ શાન્તિને ઇચ્છે છે ને તે પ્રભુના શરણુમાં રહેલ છે તો પ્રથમ પરમાત્માને શરણુ જવું જોઇએ. પ્રભુ શરણે શી રીતે જવું ? એ વાત પ્રત્યેકના અંતરમાં સ્ફુરે છે. અને ત્યાં અખંડ શાન્તિ મળે છે એ શ્રવણ કરતાં જવાની સર્વની ઇચ્છા પણ થાય છે પરંતુ **સંસારદુર્ગમાંથી** બહાર નીકળ્યા સિવાય પ્રભુશરણુની પ્રાપ્તિ થતી નથી માટે પ્રથમ **સંસારદુર્ગની** બહાર નીકળવું જોઇએ. અને તેથી સંસારદુર્ગ કેવો છે તે પ્રથમ જાણવું જોઇએ.

આ સંસારદુર્ગને **માયા–મોહ–આસક્તિ–તૃષ્ણારૂપ** ઉચ્ચ ગિરિપર બાંધેલો છે અને **કામ, ક્રોધનો** કોટ–દીવાલ–છે તે આકાશપર્યંત ઉંચો છે. અને **અનંતકોટીબ્રહ્માંડ** જેટલો તેનો વિસ્તાર છે. આવો મહાન્ કિલ્લો જેમાં સર્વ પ્રકારની સામગ્રી છે અને **અભિમાનનાયકના** અધિપતિપણા નીચે **અનંત વાસનારૂપ લશ્કર** રહે છે પણ એ દુર્ગને દરવાજો માત્ર એકજ મુકવામાં આવ્યો છે તેને **અહંતા મમતા** બે દ્વાર છે પણ તેનાં **મીજાગરાં** જે **વિવેક, વિરાગ, ષટ્સંપત્તિ** ને **મુમુક્ષુતા** તેને **દેહાધ્યાસરૂપકાટ** ચડી ગયો છે ને **કૃપણતારૂપ સાંકળ** મારી **વિષયાશારૂપ તાળું** મારેલું છે. એટલે કોઇથી બહાર જવાનું બનતું નથી. આ સર્વની મધ્યમાં **જીવનસિંહ** રાજા છે એ જો ધારે તો દરવાજો ઉઘાડી શકે તેમ છે પરંતુ **મંત્રીઓ આસુરી સંપત્તિ** તેને ઉલટી સલાહ આપી એ કાર્યમાં પ્રવર્ત થવા દેતા નથી તેથી એમાંજ રહે છે પરંતુ તેમની **રૈયત દૈવિસંપત્તિ** અત્યંત દુઃખી છે તે ઉપરનું દ્વાર ઉઘાડવા રાજાને મદદ કરવા તૈયાર છે. પણ રાજા પ્રધાનમંડળની સત્તામાં દબાયેલો હોવાથી મનમાં દુઃખ પામે છે છતાં પોતાની સત્તા બજાવી શકતો નથી. જો તે સત્તા બજાવવા તૈયાર થાય તો અમલદારોની સત્તા નથી કે તેને અટકાવે. પરંતુ રાજા દુઃખથી કંટાળી જાગે ત્યારેજ તે પ્રસંગ આવે. આવો સખત **સંસારદુર્ગ** છે તેની બહાર દ્વારની પાસેજ **શ્રીપરમાત્મા** છે એટલે જીવાત્માને માત્ર તે ખોલવો એજ કર્તવ્ય છે પછી જેમ ઝાડ નીચે જનાર પોતાની ઇચ્છા હોય કે ન હોય તોપણ વૃક્ષની છાયામાં આવેજ છે તેમ અહંમમની બહાર ગયેલ માણસ પણ **પ્રભુને શરણે** આવેજ છે તો આ કિલ્લાનો દર-

વાજો ઉઘાડવા પ્રથમ જીવને કેમ જાગૃત કરવો અને જાગ્યા પછી કેવી રીતે તેને ઉઘાડવો એ સર્વ હકીકત આ " **કૈવલ્યકુંચી** " માં લખવામાં આવી છે. એટલે જે કોઈ તેને વાંચી–વિચારી આચારમાં મુકશે તે અવશ્ય પોતાનો દરવાજો ખુલ્લો કરશે. અને તેમ થતાં તે **પ્રભુના શરણમાં** પણ જશેજ. પ્રભુશરણે ગયો એટલે સુખશાન્તિ પણ અનુભવશેજ.

પરંતુ બંધુઓ !! યાદ રાખજો કે આ કુંચી તમને મફત મળે તેમ નથી ને લીધા સિવાય તમારે ચાલવાનું નથી. આજે નહિ તો કાલે માસે, વર્ષે, કે બીજા, પાંચમા કે પચાશમા જન્મે લીધા સિવાય તમારે ચાલવાનું નથી કારણ " **તમે વારંવાર ચોરાશી લાખ યોનિમાં અથડાઓ છો તે આ શાશ્વત શાન્તિને માટેજ** " તો કંટાળીને અંતમાં પણ કિંમત આપીને લેવી છે તો હમણાંજ વાંચો છો તેજ ક્ષણથી તેની કિંમત આપી કાં નથી લેતા ?? મારો તો આગ્રહજ છે કે તમે લ્યો અને કિંમત મુખ પ્રષ્ટપર " કાવ્યમાં " લખી છે એટલી આપો અને દરવાજો ખોલી અખંડ સુખનો અનુભવ કરો. પછી તો તમારી ઇચ્છામાં આવે તેમ કરો. કારણ **સુખ–અખંડસુખ** જેને તમે શોધોછો જેને માટે અનેક પ્રકારની આપત્તિઓ ઉઠાવો છો તેનો ખરો રસ્તો આ **કુંચી**માં છે ને તે કુંચી કાંઇ મારી નથી પરંચ " **શ્રી પરમાત્માની** " છે તેમણે પ્રાચીન મુનિયોને આપી તેણે પુસ્તકમાં ગુપ્ત કરી ગોઠવી તેને **બ્રહ્મનિષ્ટ સદ્‌ગુરૂએ** પોતાના હૃદયમાં પ્રાપ્ત કરી અને વિનયવંત શિષ્યને આપી. જો હું મારા કર્તવ્ય તરફ જોઉં તો એ કુંચી મને મળવી યોગ્ય નથી પરંતુ **કૃપાસિંધુ ગુરૂજી**ની કૃપાથીજ મને પ્રાપ્ત થઇ ને મેં જમાનાને અનુ-

સરી જગત્ જેમાં શ્રી સદ્દગુરૂ વ્યાપક છે તેમની સેવા માટે પુસ્તકાકારે લખી તે જેને લેવી હોય તે કિંમત આપી સંગ્રહે નહિ તો **શ્રી કૃષ્ણચંદ્ર**નાજ વચનોમાં કહીશું કે—

**इतिते ज्ञान माख्यातं गुह्याद्गुह्यतरंमया ।**
**विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥**

"આ પ્રમાણે ગુપ્તમાં ગુપ્ત જ્ઞાન મેં તને કહ્યું છે માટે હવે એનો સંપૂર્ણ વિચાર કરીને જેમ તારી મરજીમાં આવે તેમ કર."

ૐ શાન્તિઃ (૩)

**સર્વજ્ઞ પરમાત્મા છે મનુષ્ય અપૂર્ણ છે અને અપૂર્ણમાં ભૂલ હોવાનો સંભવ છે.** તદનુસાર આ ગ્રંથમાં પણ ભૂલ હોય તો સુજ્ઞજનો તેને સુધારી લેશે. "અને વિચારશે કે "લેખક" તો નિમિત્તમાત્ર છે વસ્તુતઃ સ્ફુરણ આત્માનુંજ છે. એટલે જ્યાં જ્યાં દિવ્યતા છે તે આત્માની છે ને કોઇ સ્થળમાં લેખકનું અભિમાન ભળી જતાં ભૂલ પડી છે તો અભિમાન એ અજ્ઞાનનું કાર્ય છે અને **અજ્ઞાનમાં ભૂલ હોયજ** તો અજ્ઞાત સ્થિતિથી થયેલી ભૂલ ક્ષંતવ્ય છે" છતાં કોઇ ભૂલ એવી જણાય કે જે સુધારવા યોગ્યજ હોય તો સૂચવશે એટલે પ્રભુકૃપાથી પ્રાપ્ત થનાર દ્વિતીયાવૃત્તિમાં તે પ્રમાણે સુધારવામાં આવશે ને તેથી સર્વને લાભ થશે તે રૂપ સેવામાં સૂચકનો પણ ભાગ પડશે અને જનસમાજની સેવારૂપ પોતાનું કર્તવ્ય તેણે કર્યું ગણાશે. "સુજ્ઞેષુકિંબહુના ?"

અંતમાં સર્વ બંધુઓ પ્રતિ એજ વિનંતી છે કે જેમ ખજાનાની કુંચી મળતાં સર્વ સંપત્તિનો તેમાં સમાવેશ થઇ જાય છે. ને અજ્ઞાત

દૃષ્ટિથી તેમાં સુખાભાસને સુખરૂપે મનાય છે. પણ તે નશ્વર-નાશ પામી જાય તેવું છે એટલે એ ખજાનાની કુંચી તુચ્છ છે. પરંતુ આ **અલૌકિક ખજાનાની કુંચી** જો મળે તો તેમાંથી પ્રાપ્ત થનાર સંપતિ તે **અભય ને અખંડ સુખ** આપનારી છે અને એવી તો ઉત્તમ છે કે મનુષ્ય બહારથી ગમે તો શ્રીમંત કે છેક કંગાલ, કોઈ શહેરમાં કે ઉઝડ જંગલમાં, કેવળ શાન્તિમય સ્થાનમાં કે જનકોલાહલમાં; ગમે તે સ્થિતિમાં હોય પણ આ તેનું સુખ નથી બદલાતું કે નથી બગડતું, નથી ઘટી જતું કે નથી જતું રહેતું, સદાકાળ સર્વ સ્થિતિમાં જેવું ને તેવું રહે છે. એ સુખ પ્રાપ્ત કરવા **પરમાત્મા** સર્વને સદ્‌બુદ્ધિ આપો એવું ઇચ્છો અને લેખક પણ પરમાત્માભિમુખ થઇ સર્વના અંતઃકરણમાં આ દિવ્ય સ્ફુરણ સ્ફુરાવો એવી નમ્ર ભાવથી વિનંતી કરતો કરતો અભેદસ્વરૂપે તેમાંજ વિરમે છે.

**ॐ तत्सत्.**

સંવત ૧૯૬૮ માર્ગશીર્ષ સુદિ ૩ ને ગુરૂ **यति**

મુ. કરમસદ તાલુકે—આણંદ. **खंभातनिवासी.**





| जन्म | दोहरो. | दीक्षा |
|---|---|---|
| सं. १९३४. | | सं. १९६८. |

ચંદ્ર વિશાખાન્યાયથી, કરી દૃષ્ટિ એકતાર :
વાંચક મુકુન્દ વિલોકજો, આ પડદાનીપાર.

The Bombay Art Printing Works, Fort.

॥ ॐ ॥

तत्सत्परमात्मने नमः

# કૈવલ્ય કુંચી

## સુમંગલ.

### શાર્દુલ વિક્રીડિત.

शक्यंयन्न विशेषतो निगदितु प्रेम्णैव यच्चिन्तितं ।
मृद्वङ्गी वदनेन्दु मण्डल मिवस्वान्ते विधत्ते मुदम् ॥
यन्मुग्धा नयनान्त चेष्टित मिवाध्यक्षेऽपिनोलक्षितं ।
तत्तेजो विनयादमन्द हृदया नन्दाय वन्दा महे ॥

ભાવાર્થ—જે તેજનું-પરમાત્માનું-વર્ણન કોઇ પણ પ્રકારે વિશેષતાથી કરવું અશક્ય છે, સુંદરીના મુખરૂપી ચન્દ્ર મંડળ પેઠે જે

તેજનું-પરમાત્માનું-પ્રેમ પૂર્વક ચિંતવન કરવાથી જે અંતઃકરણમાં આનંદ આપે છે, અને સમીપમાં છતાં પણ મુગ્ધા સ્ત્રીઓના નેત્રના છેડાની ચેષ્ટા પેરે જે તેજ જાણવામાં આવતું નથી તે તેજને-પરમાત્માને-હૃદયના અપાર આનંદ માટે સવિનય પ્રેમસહ વંદન કરીએ છીએ.

## उपक्रम.

आनन्दो ब्रह्मेतिव्यजानात् ॥

आनन्दाद्ध्येवखल्विमानिभूतानि जायन्ते ॥

आनन्देन जातानि जीवन्ति ॥

आनन्दं प्रयन्त्यभि संविशन्तीति ॥

**ભાવાર્થ**—આનંદ એજ બ્રહ્મ છે એમ જાણ. આનંદથીજ આ સર્વ ભૂતો નિશ્ચય ઉત્પન્ન થયાં છે. આનંદથી ઉત્પન્ન થઇને જીવે છે. અંતમાં આનંદમાંજ સમાય છે. इति ॥

**શ્રુતિના.** વચનોથી સ્પષ્ટ સમજાય છે કે સંપૂર્ણ વિશ્વ આનંદમાંથીજ ઉત્પન્ન થયેલું છે એટલે કુદરતી રીતેજ સર્વ જીવો અને સમગ્ર વસ્તુઓ ઉપર પરમાત્માના આનંદની છાયા પડે છે અને જગતના દરેક પદાર્થ આનંદનીજ ઇચ્છા રાખે છે કારણ કે આનંદથીજ સર્વની ઉન્નતિ થાય છે અને **આનંદમાં-અખંડાનંદમાં-નિરતિશયાનંદમાં**-સ્થિતિ એનેજ શાસ્ત્રની ભાષામાં **મોક્ષ-કૈવલ્ય**-કહે છે. અને તે બીજ રૂપે પ્રાણી માત્રના અંતઃકરણમાં રહેલ છે તેથીજ

સંસારના સમગ્ર જીવોનું સુખ તરફ વલણ છે અને સર્વના અંતરમાં એજ ઉંડી ઇચ્છા છે અને તેને સિદ્ધ કરવા માટેજ બાહ્ય દષ્ટિગોચર થતી અનેક પ્રકારની પ્રવૃત્તિ છે અને તેમાં અનેક પ્રકારે મથતાં છતાં પણ જે સુખ પ્રાપ્ત કરવા પ્રાણી પ્રયત્ન કરે છે તે તેને મળતું નથી અને એ **સત્ય સુખ–કૈવલ્ય**–ન મળે ત્યાં સુધી બીજા હજારો પ્રકારના પદાર્થ પ્રાણીને પ્રાપ્ત થાય તો પણ જેમ–કોઈ ભૂખ્યા માણસને સુંદિર મહાલયમાં રૂપવતી રામા સાથે બેસાડ્યો હોય છતાં એ ભવ્ય મકાન અને ભભક ભરીભામિની તેને સુખરૂપ લાગતાં નથી પણ કરડવા દોડે છે, તેમ સુખેપ્સુ–સુખ ચાહનારને–થાય છે, અર્થાત્ બાહ્ય પદાર્થ કદાપિ અખંડ સુખ આપી શકતા નથી. કારણ કે તે પોતેજ નાશ પામી જવા વાળા છે તો નાશવંત પદાર્થ અવિનાશીને અખંડ સુખ શી રીતે આપીશકે ? ? અર્થાત્ નજ આપી શકે. ત્યારે વાંચકને આ સ્થળમાં શંકા થશે કે અમુક પદાર્થની કામના વાળાને તે પદાર્થ પ્રાપ્ત થતાં તેને સુખ થાય છે તે શું ખોટું ? તો તેનું સમાધાન એજ છે કે મનુષ્યને ઇચ્છિત પદાર્થ મળતાં તે પદાર્થ કાંઇ તેને સુખ અગર દુઃખ આપી શકતો નથી. પણ મનુષ્ય પોતાની અજ્ઞાનતાથી–અને સુખના ખરા સ્વરૂપને જાણતો નહિ હોવાથી–તેમ વૃથા માની લે છે. પરંતુ વિચાર કરતાં સ્પષ્ટ થશે કે જો બહિર પદાર્થથી તેને સુખ થયું હોય તો જ્યાં સુધી તે પદાર્થ હોય ત્યાં પર્યંત તેને દુઃખ થવું ન જોઇએ પરંચ તેમ બનતું નથી એટલે જે પદાર્થને સુખ રૂપ સમજી સંગ્રહ કરેલ હોય છે. તેજ પદાર્થ સમય જતાં દુઃખરૂપ થઇ પડે છે આ વાત વ્યવહારમાં વસતા સર્વ જીવાત્માઓને અનુભવ ગમ્ય છે એટલે તેના વધારે વિસ્તારની અત્ર જરૂર

નથી, પણ ઇચ્છિત પદાર્થ લબ્ધ–મળતાં–થતાં સુખનું ભાન કયા કારણથી અને શી રીતે થાય છે તે સમજવા જેવી બાબત હોવાથી તેનો કાંઇક વિસ્તાર આ સ્થળમાં કરીએ.

પ્રાજ્ઞ પુરૂષોએ આત્માને આવૃત્ત કરનાર–ઢાંકનાર–પાંચકોષ ગણ્યા છે. જેમ કોઇ અમૂલ્ય રત્નનું સંરક્ષણ કરવા માટે તેને પ્રથમ એક ડાબડીમાં મુકવામાં આવે છે તે ડાબડીને એક ડાબડામાં મુકવામાં આવે છે તે ડાબડાને તીજોરીમાં મુકવામાં આવે છે તે તીજોરીને એક કોટડીમાં મુકવામાં આવે છે અને તે કોટડી એક મકાનની મધ્યમાં હોય છે એટલે **મકાન, કોટડી, તીજોરી, ડાબડો,** ને **ડાબડી** એ પાંચની અંદર રત્ન છે તેમ આચિદ્રત્ન–**આત્મરત્ન** ને પણ સંરક્ષણ માટે **અન્નમય,**–સ્થૂળ શરીર–**પ્રાણમય, મનોમય, વિજ્ઞાન–બુદ્ધિમય,** ને **આનંદમય,** એ પાંચ કોષો છે. તેમાંથી **વિજ્ઞાન–બુદ્ધિમયકોષ** કર્તા છે. અનેક જન્મ જન્માન્તરની વાસનાના યોગે તે બાહારના પદાર્થને ચાહે છે અને તેને મેળવવા પ્રયત્ન આરંભે છે મહેનત કરતાં એ પદાર્થ મળવાના સંજોગો જેમ જેમ જણાતા જાય છે તેમ તેમ તેની ઇચ્છા તીવ્ર વેગવતી થતી જાય છે અને બીજી સર્વ બાબતો ભૂલી વૃત્તિ તેમાંજ એકાગ્ર થવા લાગે છે, આ પ્રમાણે એકાગ્રતા થતાંજ **આનંદમયકોષ** જે ભોક્તા છે તેનું પ્રતિબિંબ આ એકાગ્રતામાં પડવા લાગે છે આ પ્રકારે થતાં જ્યારે ઇચ્છિત પદાર્થનાં તેને દર્શન થાય છે, ત્યારે **પ્રિયતા** ઉત્પન્ન થાય છે. વાંચકના લક્ષ્યમાંજ હશે કે આ પ્રિયવૃત્તિ પદાર્થથી નહિ પણ પદાર્થના મોહથી તેને મેળવવા તત્પર થયેલી વૃત્તિની એકાગ્રતા થતાં તેમાં પડેલા આનંદના પ્રતિબિંબથીજ થઇ છે! અને તે પદાર્થ મળતાં અંતરમાં મોદ

ઉત્પન્ન થાય છે એટલે આનંદનું પ્રતિબિંબ સ્થિર થાય છે પછી તેનો ઉપભોગ કરતાં **પ્રમોદ** થાય છે એટલે **આનંદમયકોષ** જે ભોક્તા છે તે વૃત્તિદ્વારા સુખાભાસને પ્રકટ કરે છે ત્યાર પછી પદાર્થ મળી જતાં તેપર એકાગ્ર થયેલ વૃત્તિઓ વિખરાવા લાગે છે ને એકાગ્રતાનો ભંગ થતાંજ:તેમાં પડેલ આનંદનું પ્રતિબિંબ વિલય જાય છે એટલે પછી તે પદાર્થ પાસે છતાં સુખરૂપ લાગતો નથી ને આ બાજુ **વિજ્ઞાન-બુદ્ધિ-મય** કોષમાંથી બીજી ઇચ્છા સ્ફુરે છે એટલે પુનઃ તેને પ્રાપ્ત કરવા માટે જીવ તલપવા લાગે છે. આ પ્રકારે પદાર્થની પ્રાપ્તિથી વસ્તુતઃ સુખ આપણા અંતરમાંજ છે. અને તેજ વૃત્તિમાં આરૂઢ થાય છે પરંતુ આપણી દૃષ્ટિ બહાર હોવાથી આપણને એવું મિથ્યાભાન થાય છે કે અમુક પદાર્થથી આપણને સુખ થયું !! પણ યથાર્થ વિચારથી જોતાં એમ નથી એટલે સુખ બહાર નથી પણ અંતર છે તેથી સુખેચ્છુએ **સત્યસુખને-કૈવલ્યને** બહાર ન શોધતાં અંતર શોધવું જોઇએ અસ્તુ. ૐ.

અંતરસુખ અખંડ છે ને તેનેજ **કૈવલ્ય** કહેવામાં આવે છે તે જ્યારે માણસને પ્રાપ્ત થઇ જાય છે ત્યારે તેની સ્થિતિ બદલાય જાય છે ગમે તેવા પ્રકારના શુભાશુભ સંજોગોની વચમાં તે આવી પડે તો પણ તેનું આ સુખ નષ્ટ થતું નથી. જોઇએ તો તે મહાન રાજ્ય વૈભવની મધ્યમાં રાચતો હોય, કે ઉજ્જડ અરણ્યમાં એકલો અથડાતો હોય, અનેક પ્રકારના દિવ્ય વસ્ત્રાભૂષણથી તે ભરેલો હોય કે રસ્તાનાં નકામાં ચીંથરાં એકત્ર કરી વૃક્ષોના રેસાવડે શૂળોથી જેમ તેમ શાવેલી અનેક રંગની કે જેને જોઇ શ્વાન ભસે એવી કંથા યુક્ત હોય, અગર કેવળ દીગંબર હોય, અનેક પ્રકારના સ્વાદુ ભોજન પ્રાપ્ત થાય કે સુકી

ભાજી ખાવી પડે ટુંકામાં ગમે તેવા પ્રસંગોમાં આવ્યા છતાં તેના **અખંડ સુખની–કૈવલ્યસુખની** દિવ્ય રચના બગડતી નથી!!! આવા સુખનેજ મેળવવા પ્રાણી માત્રની ઇચ્છા છે અને તે સુખ કેવા પ્રકારથી મેળવી શકાય એજ વાત આ લઘુ ગ્રંથમાં **श्री सद्गुरु कृपाथी** પ્રાપ્ત થયેલ બુદ્ધયનુસાર કહેવાનો પ્રયત્ન કર્યો છે ને તેટલા માટેજ આ ગ્રંથનું નામ "**कैवल्य कुंची**" રાખવામાં આવ્યું છે અસ્તુ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## आधेकारी.

પ્રાચીન પુરૂષોની એવી પ્રણાલિકા છે. કોઇ પણ ગ્રંથનો આરંભ કરતાં તેના **અનુબંધને** પ્રથમ જણાવવો જોઇએ તો– **અધિકારી, વિષય, સંબંધ,** ને **પ્રયોજન,** એ ચાર મળીને અનુબંધ કહેવાય છે: તેમાંથી **કૈવલ્ય સુખ**ની પ્રાપ્તિએ આ ગ્રંથનો **વિષય** છે એ વાત પ્રથમ ટુંકામાં કહેવાઈ ગઇ છે તો હવે આ સુખ પ્રાપ્ત કરવાનો **અધિકારી** કોણ? તેનો વિચાર કરીએ. અધિકાર અનેક પ્રકારના હોય છે. ને જે કાર્યમાં જેણે વધારે કુશળતા મેળવી હોય છે તે કાર્ય કરવાનો તે **અધિકારી** છે. અનેક પ્રકારનાં વિઘ્નને વિદારી પોતાના કાર્યને પાર પાડવાની જેનામાં બુદ્ધિ હોય ને કાર્ય પૂર્ણ થતાં સુધી તેમાં ટકી રહેવા જેવું જેનું ધૈર્ય હોય તે તેનો અધિકારી ગણાય છે ટુંકામાં બોલીએ તો એક કાર્ય કરવાની જેના અંતરના અંતઃતમ પ્રદેશથી તીવ્રતમ–બહુજ–લાગણી પ્રકટી હોય તે જેમ તે કાર્ય કરવાનો અધિકારી ગણાય છે. તેમ સંસારમાં અનેક પ્રકારની દુઃખરૂપ ઠોકરો ખાઇ ખાઇને જેનું મન દુઃખના ઘાથી ભરાય ગયું હોય ક્ષણે ક્ષણે એ દુઃખના ઘા દીલમાં ડંશતા હોય અને તૃષાતુર માણુસ જેમ

સર્વમાંથી પોતાની વૃત્તિઓ ખેંચી અને દૃષ્ટિથી પણ જળાશયને જોવા તલપતો હોય, અમુક સ્થળમાં જળાશય છે એવા શબ્દો કે જે તેની નિરાશામાં નાશ થઈ જતી વૃત્તિને નૂતન જીવન આપનારા છે તે સાંભળવા માટે તેના શ્રોત્ર—કાન—ટાંપી રહ્યા હોય, ચાલવાનું પરિશ્રમનું ને તાપ આદિ સર્વનું ભાન ભૂલી તેનું મન કેવળ પાણી પાણી જપતું હોય, અરે પ્રભુ પાણી ક્યાં હશે ? ક્યારે મળશે ? એવા શબ્દો તેના શુષ્ક મુખમાંથી નીકળતા હોય અને આ અજ્ઞાત અરણ્યમાં જળાશય તૃષા છે તેની મને ખબર નથી એવો નિશ્ચય જેની બુદ્ધિમાં સ્થિર થઇ ગયો હોય તે માણસ પાણી પીવાનો યથાર્થ જિજ્ઞાસુ છે તેને તે જંગલમાં ગમે તેવો વિદ્વાન કે મૂરખ, સ્વરૂપવાન કે કદ્રૂપો, પવિત્ર બ્રાહ્મણ કે નીચ ચંડાળ, મળતાંજ તે પૂછે છે કે “ **ભાઇ સાહેબ આ જંગલમાં પાણી ક્યાં છે ?** ” વાંચકબંધુ ! આવા શબ્દો બોલવાનો તો આપણામાંથી ઘણાકોને પ્રસંગ આવ્યો હશે. પણ તે સમય ઉપર જે તૃષાનું સ્વરૂપ વર્ણવ્યું છે તેવી ઉગ્રતૃષા આપણને લાગેલ નહિ હોવાથી આપણા શબ્દોમાં લાગણી જેવી જોઇએ તેવી હોતી નથી તેથી વખતપર આપણે જેને પૂછીએ તે બરાબર કદાચ જવાબ ન આપે તોપણ પરવા કર્યા વિના ચાલ્યા જઇએ છીએ. પરંતુ ઉપર જે શબ્દો લખ્યા છે તેની લાગણી કાંઇ વિલક્ષણ છે એટલુંજ નહિ પણ તે એવી બળવતી છે કે તે શબ્દો સાંભળનારને જવાબ આપ્યા વિના આગળ વધવા દે તેવી નથી એટલે તેને જવાબ દેવોજ પડે છે ને જવાબ મળતાંની સાથેજ પૂછનાર તેની બતાવેલી દિશામાં ત્વરાથી—જલદી—ચાલવા લાગે છે અને જળાશયમાં પહોંચી પોતાની ક્યાં શાન્ત કરે છે ત્યારેજ વિરમે છે તેમ સંસારના સંકષ્ટોથી

કંટાળી **કૈવલ્ય સુખ** મેળવવાની જેના અંતઃકરણમાં તૃષા જાગૃત થઇ હોય અને તૃષાતુરની પેઠે તેની સર્વ ઇંદ્રિયો, મન, અને બુદ્ધિ તેજ સુખને રટતાં હોય અને **આ સંસારમાં એવું સુખ કયાં હશે** તેથી હું કેવળ અજ્ઞાત છું એ પ્રમાણે મનાઇ જતાં, સારાસારના દ્વન્દ્વ યુદ્ધની મધ્યમાં ઉભેલ અર્જુનરૂપ જીવાત્મા પોતાના અંતરાત્મારૂપ શ્રીકૃષ્ણચંદ્રની પાસે હાથ જોડીને સ્તુતિ કરતો હોય કે—

**कार्पण्य दोषो पहत स्वभावः ।**
**पृच्छामित्वां धर्म संमूढ चेताः ॥**
**यच्छ्रेयः स्या न्निश्चित ब्रूहितन्मे ।**
**शिष्यस्तेऽहं शाधिमांत्वां प्रपन्नम् ॥**

**ભાવાર્થ**—હે પરમાત્મન્! કૃપણતા-સ્વાર્થ બુદ્ધિથી મારો સ્વભાવ-આત્મભાવનો નાશ પામી ગયેલ છે. સ્વાર્થમાં ફસાઇ જતાં મારો ધર્મ શું છે એ ચિત્તની મૂઢતાને લઇને સમજાતું નથી માટે એ પ્રભુ! આપને પૂછું છું કે જે રીતે મારૂં કલ્યાણ થાય તેવા પ્રકારે સ્પષ્ટતાથી વાત નક્કીકરીને મારી આત્મભાવના જાગૃત થાય એવી વાત આપ મને કૃપા કરીને કહો હું તમારો શિષ્ય છું અને તમારે શરણે આવ્યો છું.

પ્રિય આત્મન્! **શ્રીભગવદ્ગીતા** નામથી ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે આજકાલ તો ગીતાનું પવિત્ર પુસ્તક ઘેર ઘેર દેખાવ દેછે અને અનેક ભાવિ ભકતો-સ્ત્રીઓને પુરૂષો-તેનો પાઠ કરે છે અને તેમાંથી કેટલાંએકનેતો આ ગીતાનું પુસ્તક કંઠાગ્રે હોય છે અને ઉપર કહેલો **કાર્પણ્ય**૦ શ્લોક તો નિત્ય પાઠ કરનારાઓમાંથી સેંકડે પંચાણું ને

મુખ પાઠ હોય છે કાર્પણ્ય એટલો શબ્દ માત્ર બોલતાં તે આખો શ્લોક એવી ત્વરાથી બોલી જાય છે કે જાણે રેલ્વે છુટી ! ! પરંતુ અફસોસ કે ! જેમ રેલ્વે હજારો ગાઉ પર્યંત દોડે છે છતાં તેનો ચીલો પૃથ્વી ઉપર પડતો નથી તેમ આ શ્લોક ભણી જનારના મન ઉપર પણ આ શ્લોકમાં રહેલ લાગણીની છાપ પડતી નથી. આવા પ્રકારે ગીતાનો પાઠ કરનાર સો, હજાર, કે લાખ, વર્ષ નહિ પણ કરોડો જન્મ સુધી મથ્યા કરે તો તેથી શું ? જેમ બકરીના ગળાના આંચળ એ દેખાવ માત્ર છે તેમાં કદિ પણ દૂધ આવતું નથી તેમ આવા દેખાવરૂપ પાઠથી પણ ફાયદો નથી. ત્યારે કેવો પાઠ ફાયદો કરે ? એ વિચાર સહજ થાય તો તેનું સ્વરૂપ એજ છે કે ઉક્ત શ્લોકનો પાઠ કરતી વખત શરીરની ચેષ્ટા વિરમી જાય આંખોને કાન તેના અર્થાકાર ધ્વનિમાં સ્થિર થઇ જાય મનમાં વિરહાગ્નિના ભભુકા ઉડવા લાગે સુખ વિયોગનું ભાન બુદ્ધિમાં જાગી ઉઠે અને એમ થતાં આંખમાંથી અશ્રુ—આંસુ પડવા લાગે અને હૃદય દીનતાથી ભરાઈ જાય સર્વ વૃત્તિઓ પ્રભુ શરણમાં નમી જાય ને આવી સ્થિતિ થતાં આ બહારનો સર્વ બખડાટ ભૂલી જવાય મન એટલું બધું ઊંડું ઉતરી જાય કે કોઇ અવાજ તેને સંભળાય નહિ અને વૃત્તિઓ તદ્રૂપ થતાં પોતે પોતાને પણ ભૂલી જાય આવી અદ્‌ભુત એકાગ્રતા પૂર્વક જે પાઠ થાય તેજ પાઠ બાકી તો “ **પંડિતાઈ માટે જે પાઠ ભણવો તેતો પોપટીઓ પાઠ છે** ” પ્રિયબંધુ ! ઉપર જે સ્થિતિ વર્ણવી તેવી સ્થિતિનો કયારેય પણ પાઠ કરતાં અનુભવ કર્યો છે એવી સંપૂર્ણ તો નહિ પણ તેમાંથી કોઈ અંશનો પણ અનુભવ કર્યો છે ? એ વાત પાછોફરીને તારાજ અંતર આત્માને પૂછ અને એમ ન થયું હોય તો આ હકીકત વાંચી તેવી સ્થિતિ થાય એવા પ્રકારથી પાઠ કરવાની ઢબપાડ અને ક્રમ-

પુર્વક તે સ્થિતિમાં ચડવા માંડ તોજપાઠ કરવાનું ફળ જે શાસ્ત્રમાં લખ્યું છે તેનો અનુભવ થશે અને સત્યસુખ મેળવવાનો અધિકાર પ્રાપ્ત થવા લાગશે. તું લાંબો પાઠ કરતો હોને તેમાં ચિત્ત એકાગ્ર થતું ન હોય તો તેને ટુંકો કર. ભલે થોડું થાય પણ તદ્રૂપ થઇને થવું જોઇએ તોજ સુખનો રસ્તો ઉઘડે છે આવા પ્રકારની સ્થિતિપર જે જતો હોય અગર આવ્યો હોયતે આ ગ્રંથનો અધિકારી છે.

## " संबंध "

આ ગ્રંથમાં લખેલ સુખ પ્રાપ્ત થનાર છે ને અધિકારી તેને પ્રાપ્ત કરનાર છે એ તેઓનો **પ્રાપ્ય પ્રાપક ભાવ** સંબંધ છે આ સિવાયના અન્ય સંબંધ વિચારવાને જાણી લેવા ગ્રંથવિસ્તારના ભયથી બીજા અત્રે લખ્યા નથી.

## प्रयोजन.

દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ એને માટેજ આ સમગ્ર સંસારની પ્રવૃત્તિ છે ને તેનેજ સર્વ મેળવવાની ઇચ્છા કરે છે તો તેનું સ્વરૂપ સ્પષ્ટ સમજાય એજ આ ગ્રંથનું પ્રયોજન છે કે જેને સમજી સર્વ પોતના સત્યસુખપથાનુગામી થાય. અસ્તુ ૐ

## पीठिका.

**अथ खलु क्रतुमयोहि पुरुषो यथा क्रतु रस्मिँल्लोके भवति तथेतः प्रेत्यभवति स क्रतु कुर्वीत ॥**

**ભાવાર્થ**—પુરૂષ ભાવનામય છે, આ લોકમાં પુરૂષ જેવી ભાવનાવાળો હોય તેવો અહીંથી ગયા પછી થાય છે. માટે તેણે ભાવના કરવી.

**આ શ્રુતિ** વચનથી એ સિદ્ધ થાય છે કે " **બ્રહ્મ ભાવના બ્રહ્મરૂપ બનાવી દે** " એજ જ્ઞાનની પરાકાષ્ટા છે. અને તેનેજ **કૈવલ્ય સુખ**–મોક્ષ કહેવામાં આવે છે પરંતુ આવી ભાવનાનું સેવન કોણ કરી શકે ?? એ સંબંધી વિવેક કરવાની જરૂર છે. વિષયની પરવશતાને અનુભવતા **પ્રાકૃત, પામર, અજ્ઞાની, અનધિકારી,** વર્ગો આ ભાવનારૂઢ રહીજ શકતા નથી એટલે એવો પુરૂષ કદાપિ આ ભાવના કે જેનું નામ **કૈવલ્યકુંચી** રાખવામાં આવ્યું છે તેને પોતાના હૃદયરૂપ તાળાંમાં લગાવે તો તેમાં **વિષયરૂપ કાટ** લાગેલ હોવાથી તે તાળું ખુલતું નથી. એટલુંજ નહિ પણ તેના **મનમાં અશ્રદ્ધા** થતાં ઉલટી આ **કુંચી** સંશયસ્વરૂપે ભાગી જાય છે માટે વિષયાધીન વૃત્તિવાનને વિનંતી છે કે તેણે આ **કુંચી** પોતાના **મન મંદિરને** લગાડવા પ્રયત્ન કરવોજ નહિ છતાં વાંચતાં તે સારી લાગે અને તેથી મન મંદિર ઉઘડશે એવો નિશ્ચય થાય તો તેણે પ્રથમ પોતાના હૃદયરૂપ તાળાને વૈરાગ્યાગ્નિમાં નાંખવું ને તેમાં વિષય વેગરૂપી કાટને બાળી નાખવો પછી પરમાત્મસ્વરૂપમાં પ્રેમરૂપ તેલ લગાવવું ને ત્યારબાદ આ કુંચી લાગુ કરવી તો સહજમાં દ્વાર ખુલશે એટલા માટેજ આ કુંચીના **અધિકારીનું** સ્વરૂપ પ્રથમ બતાવવામાં આવ્યું છે. માત્ર જેને વાંચતાં આવડે તેવો પુરૂષ આનો **અધિકારી** નથી.

આ સંસારરૂપ સંકટમય જંગલમાં કોઇ એક સ્થલે જેનો પ્રેમ સંસારના અને અન્ય બ્રહ્માંડના સર્વ પદાર્થ પરથી વિરમી ગયો છે ને **પરમાત્મસ્વરૂપ કે જે કેવલ સુખમય** છે તેને બતાવનારની શોધમાંજ જેનું મન સંપૂર્ણ લાગી રહેલ છે તેવો પુરૂષ પોતાના જીવને પૂછે છે કે.

मृद्विकार सिता सितासम शितास्कीतंच पीतंपयः ।
स्वर्या ते न सुधाऽप्यधायि कतिधा रम्भाधरःखण्डितः
सत्यंब्रूहि मदीयजीव भवताभूयो भवे भ्राम्यता ।
कृष्णे त्यक्षर योरयं मधुरि मोद्गारः क्वचिल्लक्षितः ॥

**ભાવાર્થ**—હે જીવ ! તેં પૃથ્વીપર વારંવાર ભટકતાં ઘણો વખત દ્રાક્ષનો સ્વાદ લીધો છે, સાકર ખાધી છે, સ્વાદિષ્ટ દૂધ પણ પીધું છે, સ્વર્ગમાં ગયા પછી અમૃતનો સ્વાદ પણ લીધો છે, અને રંભા નામની અપ્સરાના અધરનું પાન પણ કર્યું છે; પરંતુ ખરૂં કહે, કે તને કોઇ પણ પદાર્થમાં કૃષ્ણ એવા બે અક્ષરનો મધુર ઓડકાર આવ્યો છે ? ?

જવાબમાં નકારજ છે. અહા ! એ કૃષ્ણ એ શબ્દોનો શું સ્વાદ ખરેખર તે સાકકરની પણ સાકર છે, અમૃતનું પણ અમૃત છે, અધર રસનો પણ રસ છે પરંતુ આમ શબ્દને બેવડવાથી શું તેનો સ્વાદ પ્રત્યક્ષ સમજાય તેમ છે એ તો સમજાવવાની યુક્તિ છે પણ ન સમજાય ત્યાં સુધી " મુગાની સાકર " સમાન છે પણ ત્યારે એ સ્વાદને અનુભવ પૂર્વક સમજાવનાર ક્યાં હશે, ક્યારે મળશે, શી રીતે મળશે, ? ઓ પ્રભુ ! દયાકર, દયાકર, અને એવા કોઇ સંતનો સમાગમ કરાવ નહિ તો અનેક જન્મ જન્માન્તરના પુણ્ય પુંજથી પ્રાપ્ત થએલ આ મોક્ષના દરવાજા રૂપ મનુષ્ય દેહ જો વૃથા જશે તો પુનઃ અનંત જન્મમાં આથડવું પડશે આટલુ બોલતાં બોલતાં તો જિજ્ઞાસુનાં નેત્રમાંથી અશ્રુત ધારા ચાલવા લાગી અને જાણે તેનાં પાપ

પાણી થઈ હૃદયમાંથી ચાલી જતાં હોય તેવો દેખાવ થઇ રહ્યો. આવા પ્રકારની ઉત્કટ જિજ્ઞાસા થતાંજ તેનાં દિવ્ય ચક્ષુનો પ્રકાશ તેના ચર્મ ચક્ષુમાં આવ્યો અને તે દિવ્ય દૃષ્ટિ ચોતરફ ફેરવતાં પોતાનાથી થોડેજ છેટે એક પરમાત્મ સ્વરૂપમાં લીન થયેલ મહાત્માને તેણે જોયા અને તુર્તજ તેમની પાસે ગયો અનેતે વખત પરમાત્મ સ્વરૂપનો તેમાં પ્રકાશ હોવાથી તેની દૃષ્ટિ તે સ્થૂળ શરીરની પાર પહોંચી ને તેને પરમાત્મ સ્વરૂપજ દૃષ્ટિ ગોચર થયું એટલે તે અનાયાસે સ્તુતિ કરવા લાગ્યો કે—

**त्वमादिदेवः पुरुषः पुराण स्त्वमस्य विश्वस्य परंनिधानम्**
**वेत्तासिवेद्यंचपरंचधाम त्वयाततं विश्व मनंतरूप ॥**

**ભાવાર્થ**—હે પરમાત્મન્ ! આપજ સર્વથી પ્રથમ છો. તમેજ જૂનામાં જૂના છો, તમે દેહમાં તથા બ્રહ્માંડમાં રહેનારા છો, તમે તમારા અપાર તત્ત્વમાંથી જરાક લઇને તેમાંથી આ વિશ્વનાં અનંત રૂપો બનાવનારા છો, તમે આ સંસારનો આધાર છો, તમે સૌને જાણનારા છો, તમેજ સર્વને ઠરવાનું ઠેકાણું છો અને આ લોકમાં ને પરલોકમાં જે કાંઇ જાણવા લાયક છે તે તમે છો.

**वायुर्यमोऽग्नि वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।**
**नमो नमस्तेऽस्तुसहस्रकृत्वः पुनश्चभूयोऽपिनमोनमस्ते ॥**

**ભા૦**—વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, પ્રજાપતિ,–બ્રહ્મા–આપના બાપને તેના બાપ પણ હે **પરમાત્મ–સદ્ગુરૂ**–આપજ છો માટે હું આપને હજારો વાર નમસ્કાર કરૂં છું અને વારંવાર ફરી ફરીને પણ નમસ્કાર કરૂં છું.

**नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वतः एव सर्व ।**
**अनंत वीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥**

**ભા૦**—હું તમને આગળથી નમું છું, પાછળથી નમું છું અને દશે દિશાઓમાં નમસ્કાર કરૂંછું હે નાથ ! તમારૂં બળ ને તમારૂં તેજ અપાર છે તમારૂં પરાક્રમ હદ વિનાનું છે અને તમે સર્વમાં રહેલા છો તથા સર્વ રૂપ છો માટે આપને નમસ્કાર કરૂં છું.

**पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥**

**ભા૦**—જેનો મહિમા કોઇની સાથે સરખાવી ન શકાય એવો અપાર છે એવા સર્વ પ્રકારની ઉપમાથી રહિત હે **પરમાત્મા** ! આ બ્રહ્માંડમાં જે કાંઇ નાશવંત છે તથા અવિનાશી છે તે સર્વના આપ પિતા છો, તે સર્વના આપ પૂજ્ય છો, તે સર્વના આપ **શ્રી સદ્‌ગુરૂ** છો અને તે સર્વથી આપ મોટામાં મોટા છો ને સર્વત્ર આપ સમાન બીજોકોઈ નથી ત્યારે આપનાથી અધિક તો ક્યાંથીજ હોય ? ?

**तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।**
**पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥**

**ભા૦**—હે પુજવા લાયક પ્રભુ ! આપની કૃપા મેળવવા માટે હું મારા શરીરવડે કરીને દંડવત્ કરૂંછું, વાણીથી નમસ્કાર કરૂંછું, અને હૃદયથી આપનું ધ્યાન ધરતાં ધરતાં આપનેઅર્પણ થઇ જાઉંછું માટે

જેમ પિતા પોતાના પુત્રના સર્વ અપરાધોને માફ કરે છે, તથા મિત્ર જેમ પોતાના મિત્રના અપરાધને પ્રેમદષ્ટિથી ભૂલી જાય છે, અને ધણી જેમ પોતાની પ્રિય પ્રિયાના વાંકને ખમી ખાય છે તેમ આપ પણ મારા સર્વ **અપરાધો** ભૂલી જઇ ખમી ખાઇને માફ કરો કારણ આપ દયાનિધિ છો માટે સર્વ અપરાધ ક્ષમા કરવા યોગ્ય છો.

આ પ્રકારે સ્તુતિ કરતો ને તત્ત્વ જાણવાની જેની સંપૂર્ણ જિજ્ઞાસા થઈ છે એવો શિષ્ય જઇને **શ્રી સદ્‌ગુરૂનાં** તમહર ચરણ કમળમાં પડયો. અને અક્ષિના અશ્રુ પ્રવાહથી તેમના ચરણને પૂજ્ય ભાવનાથી પખાળવા લાગ્યો આવા પ્રકારની અત્યંત દયાજનક સ્થિતિ અવલોકીને જેનું હૃદય પ્રેમથી પ્રપૂર્ણ છે એવા દયાસિંધુ **શ્રી સદ્‌ગુરુ** પોતાનો કોમળ હસ્ત તેના મસ્તક ઉપર ફેરવતા કહેવા લાગ્યા હે વત્સ! ગભરાઇશ નહિ તારૂં **નિર્ભય સ્વરૂપ** સદા તને પ્રાપ્તજ છે માત્ર તે તેં જાણ્યું નથી ત્યાં સુધીજ આ ગભરામણ તારા પવિત્ર હૃદયમાં નિવાસ કરીને રહેલ છે " **તે સ્વસ્વરૂપના જ્ઞાન માત્રથીજ જેમ કોઈ પર્વતની ગુહામાં અનંત યુગથી અંધકાર વ્યાપિને રહ્યો હોય પણ દીપક લઇને પ્રવેશ કરતાં તે સહજમાં દૂર થઇ જાય છે તેમ તારૂં અનંત કાળનું અજ્ઞાન પણ એકજ ક્ષણમાં નાશ પામી જશે !!!** તે જ્ઞાન પણ તારા અંતરમાંજ રહેલ છે તેથી માત્ર આવરણ દૂર કરવું એટલોજ તારો પુરૂષાર્થ છે ને તે પુરૂષાર્થ જલદી સફળ થાયએટલા માટે હું તને આ **કૈવલ્યકુંચી-મોક્ષ મેળવવાની યુક્તિ** આપુંછું તે લઇને તારા અંતઃકરણના કપાટ ઉઘાડી નાખ એટલે જે સુખને તું શોધે છે છતાં મળતું નથી અને. અનેક પ્રકારનાં દુઃખ તારાપર આવી પડે છે

છતાં તે તું જોઇ શકતો નથી કે તે કષ્ટ આપનાર કોણ છે તે સર્વ હકીકતને સમજાવનાર સંપૂર્ણ વસ્તુઓ પ્રાપ્ત થશે. અસ્તુ ૐ.

સંસારના સમગ્ર સંતાપને શમન કરનારાં—નાશ કરનારાં—અને પરમ શાન્તિરૂપ અમૃતમાં બોળેલાં **શ્રી ગુરૂના મુખમાંથી** નીકળેલાં વચનો શ્રવણ કરતાંજ શિષ્યના અંતઃકરણમાં એવું ભાન થવા માંડયું કે જાણે હૃદયમાં પડેલા ઉંડા જખમપર કોઇ ઠંડા મલમનો પાટો કેમ બાંધતું હોય. એમાંજ ક્ષણ વાર શાન્તિ પામી શિષ્ય પૂછવા લાગ્યો **હે ભવરોગ ભાંગનાર વિચક્ષણ વૈદરાજ!** આપે કુંચી આપી કે **"તું નિર્ભયરૂપ છે"** એ કુંચીને હું મારા અંતઃકરણમાં લગાવું તો સર્વ પ્રાપ્ત થાય એ આપનાં વચનપર મને **સંપૂર્ણ શ્રદ્ધા છે—અચળ વિશ્વાસ છે.** પણ તેથી શું મળશે, કેવી રીતે મળશે? અને તેને હું જાણું શી રીતે? અને તે વડે મારૂં કાર્ય કેવા પ્રકારથી સિદ્ધ થશે એ સર્વ વાત આપ સ્પષ્ટ કરીને કહો.

**શ્રીસદ્‌ગુરૂ** કહે છે એક ચિત્તથી હે તાત! શ્રવણ કર. જ્યારે ઉક્ત કુંચીને તું તારા મનરૂપ તાળામાં લગાવીશ એટલે પ્રથમ તો તુંને **મલહર** નામે અજબ બુદ્ધિ—જડીબુદ્ધિ—મળશે તેનો તું જેમ ઉપયોગ કરીશ એટલે વાપરીશ—ખાઇશ—તેમ એ બુદ્ધિમાં એવી કરામાત છે કે એ તારા **મનમંદિરમાં** એક રત્ન છે. તે જે સ્થળમાં છે ત્યાંજ ખોદવા લાગશે. અને એ બુદ્ધિનો ત્યાગ નહિ કરે તો એ રત્ન તને પ્રાપ્ત થશે એવા પ્રકારની આ ચમત્કારીક બુદ્ધિ છે પણ યાદ રાખજે કે તેની સાથે તેમાં એ પણ વિલક્ષણતા છે કે જો તું એને એક ક્ષણ પણ ભૂલી ગયો તો તે તુરત અદૃશ્ય થઇ જશે અને પુનઃ હાથમાં આવતાં વિલંબ લાગશે. અત્ર તુને શંકા થશે કે **મનમંદિર**

તો બંધ હતું ને તેમાં માટી ક્યાંથી ભરાઇ પડી કદાચ માટીતો ભરાણી પવનના વાવાથી ઉડીને પણ તે જામી શા રીતે ગઇ ? ! તેનો ખુલાસો એજ છે કે, **માયા મંદિરમાં** રમવાની તારી ઇચ્છા થતાં તેંજ તેને બંધ કર્યું ને **કુંચી** પાસે રાખી પરંતુ રમવાના તાનમાં તે **કુંચી** સાથે બાંધેલ દોરો–સ્વસ્વરૂપ ચિંતનનો તાર–તૂટી ગયો ને **માયા મંદિરમાં** સુંદિર લાગતાં આ મંદિરનેજ તું ભુલી ગયો એટલે પછી **કુંચી** તો તને યાદજ આવે ક્યાંથી ? ? તે **કુંચી** મને મળી તે વખત મેં તને હાક મારી પણ તારૂં લક્ષ્ય રમતમાં હોવાથી સાંભળ્યું નહિ એટલે " **માગશે ત્યારે આપીશું** " એ વિચારથી મેં મારી પાસે રાખી મૂકી હતી તે આજ તુને પાછી આપુંછું. હવે તારા મંદિરની પાસેજ રહેનારા **કામાદિક**ને તેં ભલામણ કરી હતી કે આ મંદિરનું ધ્યાન રાખજો. પરંતુ તે શોખી હોવાથી તેણે કેટલાક **વાંદરો**–વૃત્તિરૂપ પાળ્યા હતા તે તારા **મનમંદિર**ના છાપરા પર કૂદવા લાગ્યા તેથી છાપરામાં કાંણાં પડયાં ને તારૂં ઘર તે વાંદરને રહેવાનું દ્વાર બંધ છતાં સ્થાન બન્યું ત્યાં નજીક **આશાબાઇ** ને **આળસ બાઈ** નામની બે **વેશ્યાઓ** રહેતી તેણે વિચાર કર્યો કે આપણે કચરો નાખવા ક્યાં જઇશું. આ બિચારા વાંદરાઓએ ઠીક કર્યું છે નાખોને આ ઘરમાંજ. આ કચરામાંથી વાંદરોને ખાવાનું મળતું એટલે તે પણ એ સ્થાન છોડીને જતા નહીં આ પ્રકારે ઘરમાં કચરો ભરાતો જાય એવામાં તારે પછવાડે રહેનાર **મોહદાસે** જાણ્યું કે આ ઘરમાં કોઇ નથી માટે આપણી ખાળનું પાણી જવા દયો આ ઘરમાંજ ઉક્ત કચરોને આ પાણી બે મળીને જામી ગયેલ છે તે આ **મલહરબુદ્ધિ** વિના અન્ય કશાથી ખોદાય તેમ નથી માટે આ બુદ્ધિની મદદથી તું જ્યારે ખોદી

રહીશ ત્યારે તુને એક **રત્ન** પ્રાપ્ત થશે એટલે તેનાથી પ્રકાશ મળશે કે તુરત તારા **મનમંદિરની કેવી અવ્યવસ્થા થઇ છે તે તું બરાબર જોઇ શકીશ.** પણ તેથી તને **શોક** થવાને બદલે ઉલટો **આનંદ** થશે !! કારણ કે તું જ્યારે **માયામંદિરમાં** રમવા ગયો ત્યારે તારા **એક પરમપ્રેમાળમિત્રને** આ મંદિરમાં પુરીને ગયો હતો તે તેજ વખત તને દેખાશે. એટલુંજ નહિ પણ તારૂં મંદિર ખરાબ કરનાર તારા પાડોશીઓ અરે શત્રુઓ તેને કેમ કરી આ મંદિરની ખરાબી કરતા અટકાવવા અને વાંદરો જે પેધા પડયા છે, હળી ગયા છે, તેને કેવી રીતે અત્ર આવતા ભૂલાવવા એની પણ સૂચનાઓ ઘડીએક **પોથીમાં** લખી રાખી છે તે પોથી સહવર્તમાન તે મિત્રનાં દર્શન થશે એટલે તેની મદદથી તું તારા **મંદિરનો માલીક** બનીશ ને મંદિરનો કબજો મળતાંજ તારા શત્રુઓ નાસી જશે પછી તેજ મિત્ર તને અખંડ સુખમાં લઇ જઇને સ્થાપશે. એટલે તને અખંડ આનંદની પ્રાપ્તિ થશે અસ્તુ ૐ.

**મળહરબુદ્ધિ, રત્ન, શાસ્ત્ર,** ને **પ્રેમાળ મિત્ર,** ને તે દ્વારા જણાનારા **શત્રુનો સમુદાય,** એ સર્વને બતાવનાર આ **મળહરબુદ્ધિ** છે તે હું તને તારાં કર્ણદ્વારા આપુંછું તે લઇ **મન મંદિરને** એકાંતમાં બેસીને લગાડજે એટલે અન્ય સર્વ સહજ પ્રાપ્ત થશે. એમ કહી **બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્ગુરુ એ તારકમંત્ર** તેના કાનમાં મુકયો. અને સમજણ આપી જે આ મંત્ર રૂપ–**કૈવલ્યકુંચીને** પ્રાપ્ત કરાવનાર પ્રથમની કુંચી તારા અંતઃકરણરૂપ તાળામાં લાગી ક્યારે કહેવાય કે "**આનો જપ કરતાં કરતાં તું આ સમગ્ર સંસારને તેના ભોગને ને અંતમાં તુને પોતાને પણ ભૂલી આ મંત્ર રૂપ**

**બની જા ત્યારે** " આવો અનુભવ ન થાય ત્યાં સુધી નિશાળમાં જનાર વિદ્યાર્થી જેમ એકડો ન આવડે ત્યાં સુધી મહેતાજીની આજ્ઞા માનીને ઘુંટયાજ કરે છે તેમ **વૃત્તિઓ એકાગ્ર બની જાય ત્યાં સુધી ઘુંટયાજ કરજે-જપ્યાજ કરજે.** કદાચ આમ થતાં વખત લાગે તો કંટાળીને આ ચાવીને ફેંકી દઇશમાં. પણ **ખંતથી મચ્યો રહેજે** તો નિશ્ચય જાણજે કે તે બેશી જશે અને બેસતાં તુર્ત દ્વાર ઉઘડશેજ એટલે પછી અન્ય વસ્તુ મળતાં વખત લાગવાનો નથી માત્ર અહીંજ ધૈર્ય રાખવાનું છે તે રખાયું એટલે જયજયકાર ને આનંદ આનંદ ! ! આ પ્રકારે કહી હવે **બુદ્ધિ, રત્ન, શાસ્ત્ર, પ્રેમાળમિત્ર,** ને **શત્રુનોસમુદાય,** એ સર્વનાં સ્વરૂપ ગુરૂ એકજ શ્લોકમાં કહી દે છે કે--

**किं तीर्थं हरिपादपद्म भजनं किंरत्न मच्छामतिः**
**किंशास्त्रं श्रवणेन यस्य गलति द्वैतांधकारोदयः**
**किं मित्रं सततोपकाररसिकं तत्त्वावबोधः सखे**
**कःशत्रु र्वदखेददानकुशलो दुर्वासनासंचयः**

**ભા૦**-- શ્રી સદ્‌ગુરૂ દ્વારા પ્રાપ્ત થયેલ મંત્રનું ( શ્રી હરિના ચરણ કમળનું ) ભજન-સ્મરણ તેજ **તીર્થ-મળહરબુદ્ધિ-છે,** વિવેકા. રૂઢ થયેલ **નિર્મળ બુદ્ધિ** એજ **રત્ન** છે, જેના શ્રવણથી દ્વૈતરૂપ અંધકારનો નાશ થાય તેજ **શાસ્ત્ર** છે. **વેદાન્તશાસ્ત્ર છે, તત્ત્વજ્ઞાન** એજ નિત્ય ઉપકાર કરવામાં **પ્રેમાળ મિત્ર** છે, અને દુઃખ દેવામાં કુશળ એવો દુષ્ટ વાસનાનો સમુદાય એજ **શત્રુ** છે.

## उपदेश.

**आयु र्वितं गृहच्छिद्रं मंत्र मैथुन भेषजम्**
**दान मानापमानंच नव गोप्यानि यत्नतः**

**ભા૦—આયુષ્ય, ધન, ઘરનાવરઝોળા, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન** તથા **અપમાન**, આ નવ સંભાળથી છાનાં રાખવાં જોઇએ. એવો શાસ્ત્રકારોનો અભિપ્રાય છે તો હે ભાઇ! તુને જે **તારકમંત્ર**–મળહરબુદ્ધિ–આપવામાં આવેલ છે તે હમેશાં ગુપ્ત રાખજે આ સ્થળમાં શંકા થશે કે જે વસ્તુ સત્ય છે તેને ગુપ્ત શા માટે રાખવી ? ? તો તેનો ખુલાસો એજ છે કે જેમ બીજમાં વૃક્ષ સ્વરૂપે થઇ અનંત ફળ આપવાની અપાર શક્તિ રહેલી છે પણ જ્યાં સુધી બીજ ખુલ્લું હોય ત્યાં સુધી તેમાં કાંઇ પણ જણાતું નથી પણ જો તેને ભૂમિમાં ગુપ્ત રાખીએ તો થોડી મુદતમાં તે વૃક્ષ સ્વરૂપે દર્શન આપે છે પરંતુ વાવ્યા પછી જે જે માણસો આવે તેને વારંવાર કાઢીને બતાવ્યા કરીએ તો તે બીજની શક્તિ ખીલતી નથી અને વૃક્ષ થતું નથી માટે જેમ બીજ વાવ્યા પછી પાછું બહાર કઢાતું નથી ને કાઢવામાં આવે તો તે ફળીભુત થતું નથી તેમ મંત્ર પણ બીજની પેઠે સત્ય અને મોક્ષ–અનંતસુખ–રૂપ ફળને આપવાની શક્તિ વાળો છે છતાં એક વખત તેને મનમાં બોયા પછી પુનઃકાઢવામાં આવે તો શક્તિ રહિત થાય છે આમ થવામાં મુખ્ય તાત્પર્ય એ હોય છે કે "**જયારે શિષ્ય ગુરૂ પાસે મંત્ર લેવા ગયો હોય છે ત્યારે તેની ભાવના શ્રી ગુરૂમાં સ્થુળ શરીર યુકત હોતી નથી પણ ગુરુરેવ પરંબ્રહ્મ" આવા પ્રકારની ઉગ્ર બળવતી ભાવના હોય છે તેમજ ગુરૂજી**

પણ બ્રહ્મનિષ્ઠ હોવાથી તે દિક્ષા લેવા આવનાર શિ-ષ્યને મનુષ્ય રૂપે નહિ પરંતુ પોતાના આત્મા-બ્રહ્મ સ્વ-રૂપેજ જુએ છે આવી રીતે બેઉની બ્રહ્મ ભાવનાથી અપા-એલ મંત્ર પણ બ્રહ્મશક્તિ યુક્ત હોય છે તેથી અંતે તેમાંથી બ્રહ્મ-મોક્ષ-ફળજ મળે છે. પણ ત્યાર પછી એટલે લીધા પછી જો તે બીજાને કહે છે તો તે વખત કહેનાર અને સાંભળનાર બેઉની માનુષી ભાવના હોય છે એટલે ઉક્ત મંત્રની પણ બ્રહ્મ ભાવના બદલાય માનુષી-માયિક-ભાવના થઇ જાય છે. એટલે પછી ફળ મળતું નથી. આ હેતુ મુખ્ય હોવાથી મંત્ર-[1]તારકમંત્ર બીજાને ન કહેતાં ગુપ્ત રાખવાનું કહેવામાં આવે છે અને ઉપરના ખુલાસાથી તારૂં સમાધાન થશે કે એ મંત્રને ગુપ્તજ રાખવો એ યોગ્ય છે.

બીજી બાબત લક્ષમાં રાખવાની એ છે કે કેટલાએક મનુષ્યો એવો વિચાર કરે છે કે મનને કેમ એકાગ્ર કરી મંત્રમાં રમતું-તરતું કરી દેવું તે આપણને આવડતું નથી તેથી કોઇ પુરૂષ એ યુક્તિ બતાવનાર મળશે ત્યારે તેની પાસેથી કળા શીખીને મંત્ર જપીશું એટલે આપણે પ્રયત્ન થોડો કરવો પડે આવો વિચાર કરનાર પ્રમાદના ઉપાસક છે અને ઉક્ત વિચારમાંજ તે પોતાનું જીવન પૂર્ણ કરે છે. અને કર્તવ્યથી ભ્રષ્ટ થાય છે આવા વિચાર તે મૂર્ખતા ભરેલા છે જેમ કોઇ પુરૂષ વિચાર કરે કે આપણને જ્યારે તરતાં આવડશે ત્યારે પાણીમાં પડીશું. હવે પાણીમાં પડયા સિવાય કોઇ પણ પ્રકારથી તરતાં શિખાય

---

૧. **તારકમંત્ર.** શિષ્યની સ્થિતિને ઓળખીને સદ્ગુરૂજ આપી શકે છે માટે આ પુસ્તકમાં તે જાણી જોઇનેજ લખવામાં આવેલ નથી.

તેમ છેજ નહિ એટલે તે પુરૂષને પાણીથી દૂરજ રહેવું પડે છે અને જે ધીમે ધીમે પાણીમાં પડવા લાગે છે તેની તરવાની શક્તિ અભ્યાસ થતાં જાગૃત થવા લાગે છે તેમ જે મનુષ્ય પોતાના મનને મંત્ર પર તરતું કરવા પ્રયત્ન કરતો નથી તેનું મન કદાપિ એકાગ્ર થતું નથી ને તે જેવો ને તેવો રહે છે માટે આવા વિચાર પર, તું અ.રૂઢ ન થઇ જતાં આપેલ મંત્રમાં જેમ તારૂં મન તલ્લીન બને તેવા પ્રકારે પ્રયત્ન કરજે જેમ તરવું એ આપ કળા છે બીજો ગમે તે પ્રકારે બતાવે છતાં શીખવાડી શકતો નથી એતો તરનાર જ્યારે પ્રયત્ન પૂર્વક અભ્યાસ કરે છે ત્યારેજ તેને આવડે છે તેમ આ મન પણ પોતા-નાજ પ્રયત્ન ને અભ્યાસથી એકાગ્ર થાય છે બીજા તેને એકાગ્ર કર-વાનું કહી શકે પણ કરાવી શકે નહિ માટે બીજાના ઉપર આધાર ન રાખતાં તું તારા પોતાના ઉપરજ વિશ્વાસ રાખી ધૈર્યથી પ્રયત્ન સેવ-જે એટલે કાર્ય સિદ્ધિ થશે આ પ્રકારે કાર્ય સિદ્ધિ ઉત્તમ થાય છે ને કર્તાને તેની કિંમત સમજાય છે. માટે પ્રયત્ન પૂર્વક પરમાત્મ કૃપા મેળવી અખંડ સુખ–મોક્ષ–મેળવવામાં તું ભાગ્યશાળી થા અને તારો અંતર આત્મા તે રસ્તામાં તને પ્રેરી આગળ વધવાની દિવ્ય શક્તિ આપો. અસ્તુ. ૐ.

## પ્રયત્ન.

શ્રીસદ્‌ગુરૂ ઉપદેશ આપી પોતાના સ્વસ્વરૂપમાં નિમગ્ન થયા એટલે શિષ્ય. સાષ્ટાંગદંડવત્પ્રણામ કરી ત્યાંથી પોતાના સ્થાન પર ગયો અને ગુરૂની આજ્ઞાનુસાર તેમનાં વચનપર વિશ્વાસ—અડગવિ-શ્વાસ—રાખી મંત્ર જપવા લાગ્યો પરંતુ કાર્ય કાંઈ સુલ્લભ નહોતું તેનું મન અનેક વખત બહારના પદાર્થમાં રખડવા દોડી જતું છતાં

આ **શ્રદ્ધાવાન** શિષ્યના હૃદયમાં પ્રેમ લાગણી એવી જાગૃત હતી કે તે બીલકુલ કંટાળતો નહોતો પણ પોતાના અભ્યાસમાં તદ્રૂપ રહેતો કોઇ કોઇ સમયે તેનું મન પણ એવું વેગવાળું થતું કે તે ખેંચીને ઠેકાણે લાવે તે પહેલાં અંતરીઆળથીજ તે બીજા સ્થાનમાં છટકી જતું તેમજ બહારથી પણ તેના આકાર્યને ભંગ કરનાર અનેક પ્રકારનાં વિઘ્નો આવતાં પરંતુ તેએવો અડગ કશાથી પણ પોતે ડગતો નહિ અને પોતાનું કાર્ય સાધેજ જતો. જેમ જેમ આ જપનું કાર્ય તેણે અધિક પ્રેમથી કરવા માંડયું તેમ તેમ તેના મનની વિક્ષેપતા દૂર થવા માંડી. બુદ્ધિમાં કાંઇ નવીન પ્રકાશ સમજાવા લાગ્યો પણ આટલો અનુભવ તેને એક બે કે પાંચ સાત દિવસમાં થયો નહોતો. પરંચ ગુરૂના વચનપર વિશ્વાસ રાખી છ માસ સુધી એક સરખો નિયમિત પ્રયત્ન કરતાં તેને અનુભવ સમજાયો હતો. આ અનુભવ થતાં તેની **શ્રદ્ધાનાં** મૂળ વધારે ઉંડા ઉતર્યાં !! અને પોતે જે સુખને આટલા દિવસ શોધતો હતો તે આ ક્રિયાથી અવશ્ય પ્રાપ્ત થશેજ એમ મનમાં લાગતાં તેનો ઉત્સાહ વધ્યો ને તેથી તે પોતાના પ્રયત્નને પણ વધારે વધારે કરવા લાગ્યો પ્રથમ તો માત્ર સાંજ સવાર નક્કી કરી રાખેલ વખતજ જાપ જપતો હતો પણ હવે તો આ **મળહરબુદ્ધિનું** તેને એવું વ્યસન પડયું કે પોતાના હરકોઇ કાર્યમાંથી જ્યાં તેને પાંચ દશ મિનિટ જેટલો પણ વખત મળ્યો કે તુરત તે તેનુંજ સ્મરણ કરે રાત્રે પથારીમાં પડયા પછી નિદ્રા ન આવે ત્યાં સુધી એજ રટણ કર્યાં કરે આમ મહેનત કરતાં કરતાં તેનો એવો અભ્યાસ થઇ ગયો કે બહારનું તે કાંઇક કામ કરતો હોય છતાં તેનું અંતર તો એજ જપને જપવા લાગ્યું અને તેના **મનમંદિરમાં** ભરાએલ કચરાને આ બુદ્ધિ દૂર

કરવા લાગી જેમ એ દૂર થાય તેમ સાધકના મનમાં પણ પ્રકાશનું ભાન થવા લાગ્યું અને આનંદ અધિકાધિક વધવા લાગ્યો આમ પ્રેમપૂર્વક અભ્યાસ કરતાં તેનું મન આ મંત્રનું એવું વ્યસની બન્યું કે રાત્રે નિદ્રામાં પણ તેજ જપ જપવા લાગ્યું આમ અખંડ જાપની ધારા ચાલતાં તેનું ચિત્ત બરાબર એકાગ્ર બની ગયું. અને તેની પરિપક્વતા થતાંજ કચરાનો અંત આવ્યો છેલું પડ ભંગ થતાંજ **ઉત્તમરત્ન–વિવેકબુદ્ધિ**–જાગૃત થઇ અને આ સમગ્ર કલ્પનામય મિથ્યા છે એમ નિશ્ચય થતાંજ અંતઃકરણમાં તે **રત્નનો** પ્રકાશ પડવા લાગ્યો. અર્થાત્ પ્રયત્નથી સર્વ વૃત્તિઓ આંતર મુખ થઇ ને તેમ થતાં પોતાનો **મિત્ર–તત્ત્વજ્ઞાન**–હૃદયમાં સ્ફુરવા લાગ્યું એટલે સારાસાર પણ સમજાવા લાગ્યો. આવા પ્રખર–મહાન–પ્રયત્નથી **રત્ન, મિત્ર, ને શાસ્ત્ર** તેણે પ્રાપ્ત કર્યા તે વખત પોતાના **મન મંદિરની** સ્થિતિ કેવા પ્રકારની થઈ છે એ પણ તેને પ્રત્યક્ષ સમજાયું અને પોતે કરેલી **ભૂલ–માયાનું સ્વરૂપ**–પણ **મિત્ર–પરમાત્માની** દયાથી દ્રષ્ટિમાં આવી અને તે વખત અપાર પશ્ચાતાપ થયો. પણ પોતાનો મિત્ર મળવાથી તેણે રસ્તો યોજી રાખ્યો છે. તે પ્રમાણે ચાલતાં પોતાનો જય થશે એ વિચાર આવતાં પુનઃઆનંદ થયો અને મંદિરને કેમ સુધારવું એ વાત પોતાના **ઈષ્ટમિત્ર** ને પૂછવા લાગ્યો; **અર્થાત્ જીવરૂપ અર્જુનના શરીરરૂપ રથના નેતા–દોરનારા–સારથી આજથી ઈષ્ટમિત્રરૂપ–શ્રી કૃષ્ણ પરમાત્મા–થયા એટલે** હવે જીવતો નિમિત્ત માત્ર રહ્યો જે કાંઇ શુભ, અશુભ. લાભ, હાનિ, થાય તે સર્વમાં ઇશ્વર ઇચ્છાજ પ્રાધાન્ય બની ટુંકામાં બોલીએ તો **" ઉગ્ર પ્રયત્ન કરી જીવાત્માએ પોતાની ઇચ્છાને પ્રભુની**

**ઇચ્છા સાથે મેળવી દીધી.** એટલે તે નિશ્ચિંત થયો. આનું નામ જ યથાર્થ ભક્તિ[1] છે. ૐ ૐ.

## कैवल्य कुंची अथवा मित्र तरफथी मळेल शास्त्र ।

બે મિત્ર મળ્યા તેમણે એક બીજાને જોયા આ સમયનો આનંદ શી રીતે વર્ણવી શકાય સામાન્ય લૌકિક મિત્ર મળે છે તો તે આનંદનું સ્વરૂપ અકથનિય હોય છે તો આતો **અલૌકિકમિત્ર-જીવ-ઈશ્વર** તેના મેળાપનું વર્ણન લખવું એ આકાશનો વીંટો કરવા સરખું છે. અશક્યજ છે છતાં હૃદય એવું ઉચ્છાળા મારે છે કે તેનું વર્ણન કર્યા વિના ચાલતું નથી જેમ પુર્ણિમાના પૂર્ણચંદ્રને અવલોકી સમુદ્ર તેને ભેટી પડવાના આશયથી ઉછળવા લાગે છે પરંતુ સમુદ્ર ગમે તેટલો ઉચ્છળે પણ ચંદ્ર સુધી પહોંચે તેમ નથી. છતાં ચંદ્રની શાન્તિરૂપ ગુણ જોઇ સમુદ્રથી મર્યાદામાં રહેવાતું નથી એટલે ઉછળી ઉછળી પોતાનો આનંદ પ્રદર્શીત કરી અંતમાં વિરમે છે જો કે સમુદ્રના હૃદયમાં જેટલો આનંદ થયો છે તેટલો કાંઇ બહાર નીકળી શકતો નથીજ પણ થોડો કે બતાવ્યા પછી જ તે શાન્ત બને છે તેમ શ્રી પરમાત્માના મેળાપથી થયેલ આનંદનું નિગમ પણ વર્ણન ન કરી શકે તો પછી લેખક એ ફાંફાં રાખે તો ફોકટજ છે છતાં કાંઇક

---

1 **પરમાત્મા** સર્વત્ર વ્યાપક હોવાથી ગમે તે રસ્તે પંથમાં ચાલતાં મનુષ્ય આ પ્રકારે ભક્તિ કરી શકે છે વાડાવાળાઓ અમુક પંથનેજ મહતા આપે છે તે મિથ્યા છે પ્રભુપરાયણ મન રાખી સત્યને રસ્તે ચાલનારને સર્વ પંથ સાચા છે ને દંભ કરનારને સર્વ મિથ્યા છે. ઇશ્વરસ્મરણમાં તકરારને અવકાશ નથી.

વર્ણન કર્યાં પછીજ શાન્ત પડાશે તો જીવને ઇશ્વરરૂપ ઇષ્ટ મિત્ર મળતાં કેવો આનંદ થયો તેને કાંઇક વર્ણવીએ.

**અહાહા ! ! ! ઓ પ્રિય મિત્ર ! ! !** આટલા શબ્દ માત્ર ઉચ્ચારતાંજ વાણી વિલાઇ ગઇ બે મિત્ર ભેટી પડયા હૃદયે હૃદય એૈક્ય થતાં પ્રેમ અંતર સમાયો નહિ એટલે અશ્રુરૂપે આંખોમાંથી એક બીજાના અંગ પર ટપકવા લાગ્યો. અને અંગ પર પડતાંજ શરીરરૂપ બગીચામાં પ્રેમ પાણી પ્રસરતાં તમામ રોમરૂપ વૃક્ષો ઉગી નીકળ્યાં. અને પ્રેમ કેવી દિવ્ય જીવન શક્તિ છે તેનો પ્રત્યક્ષ પુરાવો આપવા લાગ્યાં. આ વખત બેઉ પોતાના શરીરનું[1] ભાન ભૂલી ગયા અને **અભેદ સમુદ્રની શાન્તિમાં ઐક્ય સ્વરૂપે ડૂબી ગયા ! !** આ સ્થિતિ દશેક મિનિટ રહી. પછી જાગૃત થયા અહા ! એ ભેટનું સુખ, **એ આનંદ, એ પ્રેમનો સ્વાદ** તેને શાની ઉપમા આપું ? ! એ તરફ દૃષ્ટિ કરી જગતના તુચ્છ પદાર્થ પર જોઉં છું તો તે સર્વ કેવળ નિરસ, ને નિર્માલ્ય લાગે છે તો શું ? તે પવિત્રને ઉગ્ર આનંદને આવા તુચ્છ પદાર્થની સાથે સરખાવવાની મૂર્ખતા કરૂં કે ? નાના તે તો નહિજ બને. ત્યારે વર્ણન અપૂર્ણ રહ્યું. ભલે રહો. એ તો પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે "**સમુદ્ર ગમે તેટલો ઉભરાય પણ ચંદ્રને નહિજ પહોંચે ! !**" ત્યારે છેવટ જવાબ એજકે "**ગુંગાએ સાકર ખાધીરે મુંગાને સ્વપ્ન થયું, નિજ મનમાં જાણેરે પરને ન જાય કહ્યું**" એટલે શ્રી સદ્‌ગુરૂની દયાથી સાધન પૂર્વક જે શ્રદ્ધાળુ જીવાત્માને તે પ્રભુનો મેળાપ થયો છે તેજ જાણે અન્યનાથી સમજાય તેવું એ તત્ત્વ નથી અને મેળાપી કહી

---

૧. ઇશ્વરનું સમષ્ટિ શરીર ને જીવનું વ્યષ્ટિ શરીર.

શકે તેમ નથી માટેજ આપણામાં કથન છે કે “ **जेणे पाया तेणे छुपाया** ” એટલે જે જોવા ગયો તે ત્યાંજ રહ્યો. હાજ તો ! એવો અમોઘઆનંદરૂપમિષ્ટ ને સ્વચ્છસમુદ્ર છોડી આ મલિન અને ખારા સમુદ્રરૂપ માયાના પ્રદેશમાં તે શા માટે રમવા આવે ? નજ આવે !!!

વાંચક બંધુ ! **તે નજ આવે** એવું છેવટનું વચન વાંચી તું ઉદાસીન થઈશ માં. અલબત તેનો અને આપણો પ્રદેશ જુદો હોવાથી તે અત્રે આવી શકે તેમ નથી તથા આપણા દેશથી જુદા પ્રદેશમાં ઉગેલ આનંદ તરૂને ઉંચકીને તે લાવી આપણને અત્રે બતાવી શકે તેમ પણ નથી છતાં આ પ્રદેશમાં ગયેલા પુરૂષો ઉદાર હોય છે એટલુંજ નહિ પણ **તે સર્વને પોતાના આત્મા સમાન જોતા** હોવાથી તથા **वसुधैवकुटुंबकं** સમગ્ર વસુધાને પોતાનું કુટુંબ માનતા હોવાથી તે આનંદતરૂનાં ઉત્તમ ફળો એકલાજ ખાય ને મજા ઉડાવે એવા **આપ સ્વાર્થી કે એકલપેટા નથી.** પરંતુ તે **ફળ એટલે–સુખ સ્વરૂપની સમજણ**–વચનો દ્વારા મોકલ્યાજ કરે છે તથા ત્યાં કેમ જવાય તે પણ તેને પોતાના મિત્ર પાસેથી મળેલ **શાસ્ત્ર** કે જેમાં સમજણ આપેલ છે તે આપણે માટે રાખેલ છે કે જેથી આવેલાં ફળ ચાખી અને શાસ્ત્રદ્વારા યુક્તિ જાણી ફળના સ્વાદથી આપણે પણ ખેંચાઇને ત્યાં જઇએ અને તેવોજ આનંદ અનુભવીએ. અસ્તુ. ૐ.

## कैवल्यनीयुक्ति.

ઉપર પ્રમાણે શાસ્ત્રની પ્રસ્તાવના કરી હવે મન મંદિરમાં દાખલ થયેલ જીવાત્માએ **સ્વરૂપખજાનો** ખોલી શ્રીમંત બની અખંડ સુખની પ્રાપ્તી કેમ કરવી અગર બીજી રીતે બોલીએ તો જીવ—ઇશ્વર—એ

મિત્ર મળ્યા પછી પોતાના મંદિરની વ્યવસ્થા કરવાની જેના મનમાં ચિન્તા છે એમ જાણી તેને સુધારવાના ઉપાય રૂપે આ **કૈવલ્યકુંચી** ઇશ્વર જીવાત્માને સમજાવે છે. આપે છે. કે.

## दशदोषो.

**सर्वगुह्यतमं भूयः शृणुमे परमंवचः**
**इष्टोऽसिमे दृढमिति ततो वक्ष्यामिते हितम्.**

ભા૦—તું મને બહુજ વહાલો છે માટે તારા કલ્યાણ સારૂ **સૌથી છુપામાં છુપું મારૂં પરમ રહસ્ય** હું તુને ફરીથી કહું છું તે તું સાંભળ.

**મન, વચન,** ને **કર્મ** એ ત્રણેની ઐકતા સિવાય કોઇ પણ કાર્યની સીદ્ધિ થતી નથી એ નિર્વિવાદ છે અને તેમાં પણ **કૈવલ્ય-આં—મોક્ષમાં—અખંડ સુખમાં તો** એ ત્રણેના ઐકયની અનિ-વાર્ય અગત્ય છે માટે એ ત્રણેનું ઐકય કરવું જોઇએ. પરંતુ **ચોરી, યારી,** ને **હિંસા,** એ ત્રણ દોષ **શરીર—કર્મમાં**—રહે છે. **નિંદા, જુઠ, કટુતા,** ને **વાચાળતા,** એ ચાર દોષ **વચનમાં** રહે છે. **મિથ્યાચિંતવન, વૈર,** ને **અહંકાર,** એ ત્રણ દોષ **મનમાં** રહે છે. આ પ્રકારે **દશ દોષો** જ્યાં સુધી હોય ત્યાં પર્યંત એ ત્રણેનું ઐકય થઇ શકતું નથી માટે પોતાનું હિત ઇચ્છનારે સર્વથી પ્રથમ **મન, વચન,** ને **કર્મની** એકતા કરવા આ **દશ દોષોને** દૂર કરવા જોઇએ તેટલા માટે તે દશને દૂર કરવાનો ઉપાય કહું છું તે લક્ષ્યમાં લે.

આ સંસારમાં સામન્ય વર્ગ વધારે છે અને તેઓ ઘણી વખત

એવું કહેછે કે ભાઇ **"જાણે એને તાણે" "અજાણ્યું ને આંધળું બરાબર"** એટલે દોષ શું ને અદોષ શું તે આપણે જાણતા નથી એટલે તે બાબત આપણે કશુએ નહિ એ તો બધો પંડિતોને માથે ભાર. ! ! પણ આ પ્રકારે કહેવાથી તે કાંઈ છુટી જતા નથી કેમકે સંસારમાં પોતાના સ્વાર્થની—માયિક સ્વાર્થની—બાબતો જાણવા તત્પર રહે છે અને પરમાર્થની બાબતમાં પડદો ધરે તો તે કાંઇ નભે નહીં એતો જેમ પોતાના સ્વાર્થની વાતોને જાણવા પ્રયત્ન કરે છે તેમ આ પરમાર્થી બાબતો પણ તેણે જાણવીજ જોઇએ એ તેના પર ફરજ રૂપ છે. અને તેથી તે ન જાણે તો પણ છુટી શકે તેમ છે નહિ કેમ કે **"સારૂં શું ને નઠારૂં શું"** એ દરેક માણસ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે જાણેજ છે. એટલે જે જેટલું જાણતો હોય તેટલું તેણે પાળવુંજ જોઇએ. પછી તેણે ધર્મશાસ્ત્ર ન વાંચ્યું હોય તો પણ તે કાંઇ નથી જાણતો એમ તો નથીજ. કોઇ ચોરે ચોરી કરી પછી તેને શિક્ષા કરવાનો સમય આવે ત્યારે તે જવાબ આપે કે હું કાયદો ભણ્યો નથી એટલે મને ખબર નથી ત્યારે કોરટ તરફથી જવાબ મળે છે કે કાયદો ભલે ન ભણ્યો હો પણ ચોરી કરનાર બીજાને શિક્ષા થઇ છે તે તો તારા જાણવામાં હતું ને એટલે કાયદો જાણ્યોજ માટે આ વખતનું શિક્ષામાંથી બચે તેમ નથી. તેજ પ્રમાણે બીજાઓનું પણ સમજવું માટે ધર્મ સ્વરૂપ સમજી—દરેક પોત પોતાની બુદ્ધિ. પ્રમાણે ન્યુનાધિક અંશે જાણેજ છે તો તે પ્રમાણે—ચાલવુંજ જોઇએ. પ્રથમ કહેવામાં આવ્યું તેવી પાંગળી દલીલ કાંઇ **અંતર્યામી પ્રભુ** પાસે નભે તેમ નથી. ત્યારે તનના—કર્મના—**ચોરી, યારી, ને હિંસા.** એ ત્રણ દોષને કેવી રીતે તજવા તેનો પ્રથમ વિચાર કરીએ.

પ્રજ્ઞાવાન પુરૂષોએ દરેક વસ્તુને સારી નરસી સમજવા માટે તેની પરીક્ષાનાં સાધનો યોજ્યાં છે. જેમ સુવર્ણને કસોટી પર ઘસી જુએ એટલે તે કેવું છે. તેની એને પરીક્ષા થાય છે તેજ પ્રકારે દોષો તજાયા છે કે કેમ તેની સમજણને માટે પણ કસોટી છે ને તેનું સ્વરૂપ આ પ્રમાણે છે. (૧) **आत्मनिरिक्षण** (૨) **आत्मशिक्षण** (૩) **आत्मयमन्**. જેમ યંત્રને એક છેડેથી નાખેલ મલીન વસ્ત્ર ધોવાઇ, સૂકાઇ, ને ગડી થઇ બીજે છેડે નીકળે છે હાલમાં એવા યંત્રની શોધ કરવામાં આવી છે તેજ પ્રમાણે દોષોને દૂર કરનાર ઉપર કહેલ યંત્ર છે, કોઇ પણ **કર્મને, વચનને** કે **વિચારને** ઉકત યંત્રમાંથી પસાર કર્યો કે. તે નિર્મળ—સ્વચ્છ—થઈ જાય છે અને આ પ્રકારે કરનાર પુરૂષ અખંડ સુખને પ્રાપ્ત કરવાની પૂર્ણ યોગ્યતાવાળો બને છે એ અનુભવ સિદ્ધ વાત છે. માટે દરેક સુખેચ્છુને—સુખના ચાહકને— ખાસ ભાર મુકીને ભલામણ છે કે. **आमनिरिक्षण, शिक्षण, ને यमन्, આ યંત્ર જરૂર પોતાના અંતઃકરણમાં પ્રયત્ન પૂર્વક વસાવવો.** હવે આ યંત્રમાં **કર્મ—વચન—ને મન** કેવા પ્રકારે યોજવાં તે દરેકના એક એક દોષ સાથે સરખાવી બતાવીએ એટલે વિચારવાન પોતાની બુદ્ધિથી બાકીના યોજી લેશે.

(૧) કર્મનો પ્રથમ દોષ **ચોરી** કર્મનું સ્વરૂપ બહુજ સૂક્ષ્મ છે અને તે સમજવા જતાં વિદ્વાનો પણ મોહ પામે છે ને શ્રી કૃષ્ણ પરમાત્મા પોતેજ કહે છે કે **गहना कर्मणो गतिः** એક બાજુથી કર્મ આવું સૂક્ષ્મ છે અને બીજી તરફ મનુષ્ય બુદ્ધિ એવી સ્વાર્થમાં તલ્લીન હોય છે કે કોઇ કાર્ય કરતી વખત તે કાર્ય. કેવાં પ્રકારનું છે તેનો વિચાર કરવા રહેતી નથી એટલે મનુષ્ય કર્મ કરી નાંખે છે

જો કે કાયદો, કુળ, જ્ઞાતિ, આદિના બંધનને લઇને ચોરી કરવાનું કામ કઠિણ છે અને વ્યવહારમાં ઠીક ગણાતાં માણસો મોટી ચોરી કરતાં નથી તો પણ ક્વચિત્ (૨) તેમનાથી **નાની ચોરી** થઇ જાય છે અને તે સમયે એ ચોરી છે કે કેમ તે સમજાતું નથી તેથી આવું નજીવું કર્તવ્ય કર્યાં પછી જો માણસ વિચાર કરે તો પછીથી એવા એવા નાના ગુન્હામાંથી પણ બચી શકે છે, સ્પષ્ટ થવાને એક દાખલો લઇએ. કોઇ માણસ તમારી સાથે કાંઇ વાત કરતો હોય ને તેની કોઇ ચીજ પડી ગઇ તેનું પહેલા માણસને ભાન નથી ને તમે તે જોઇ પણ તેને કહ્યું નહિં ને તેના ગયા પછી તે વસ્તુ તમે લઇ લીધી આ એક પ્રકારની ચોરી થઇને કાયિક દોષ થયો હવે આમાંથી બચવું હોય તો કહેલ યંત્રમાં તેને લગાવો.

પ્રથમ **આત્મનિરિક્ષણ** છે એટલે તમે જે કામ કર્યું તેને જુઓ. પહેલા માણસની અજ્ઞાત અવસ્થામાં પડી ગયેલ વસ્તુ તમે લઇ લીધી છે. "**તે યોગ્ય કર્યું કે અયોગ્ય?**" એનો પ્રથમ વિચાર કરો સ્વાર્થ બુદ્ધિ પર આરૂઢ થશો તો તમારાથી સત્યાસત્યનો નિર્ણય થશે નહિ પણ તેનો ત્યાગ કરશો તો તુરત સમજાશે કે તે કામ તમે અયોગ્ય કર્યું. કારણકે આ સંસારમાં તમારે કેવા ગણાવાની ઇચ્છા છે?? તો તમે તુર્ત કહેશોકે આબરૂદાર. હવે આબરૂદાર કોણ કહેવાય? દરેક માણસ તેના તરફ વિશ્વાસની નજરથી જુએ તે જે માણસની વસ્તુ પડી ગઇ છે તે તમે લીધી અને તે કોઇ ત્રીજા માણસે તમને લેતાં જોયા હોય તે હજુ ત્યાંજ ઉભો હોય એટલામાં પેહેલો પુરૂષ ઘેર જઇ તપાસ કરે ને વસ્તુ ખોવાઇ એમ માલુમ પડતાં તે તમે ઉભા હતા તે સ્થળમાં શોધવા આવે ને જુએ. એટલે

ત્રીજો માણુસ પૂછે કે શું શોધો છો ? તે કહે કે અમુક વસ્તુ ત્યારે ત્રીજો માણુસ તમારૂં નામ આપે કે તમે લઇ ગયા ત્યારે તે બેઉ પુરૂષ વિચાર કરે કે તમે વિશ્વાસ કરવા. લાયક નથી એટલે તમે તેની દૃષ્ટિમાં હલકા દેખાઓ છો તે બીજાઓને કહે છે ને તમારી આબરૂ સર્વત્ર હલકી પડે છે. અથવા કોઇએ તમને ન દીઠા હોય તોપણુ પરમેશ્વર તો જુએજ છે ને તમે તમારી વસ્તુ નહિ છતાં હરામ બુદ્ધિથી એ વસ્તુ લીધી એટલે હલકા છો ને સુખ આપવાને લાયક નથી વળી લોકો તો તમને સારા સમજે છે એટલે તેના વિશ્વાસનો તમે ઘાત કર્યો એ મહાપાપ છે. આ પ્રકારે નિરિક્ષણુ કરવાથી પ્રથમ જણુાતી નજીવી બાબત પણુ મહાન રૂપે દેખાય છે એટલે તેજ વખત તમારા કર્તવ્યનો તમને વિચાર આવે છે ને તે વખત જે ધારા ચાલે છે તેનું સ્વરૂપ **શિક્ષણુ** છે તે નીચે પ્રમાણે.

બીજું. **આત્મશિક્ષણુ,** પછી તમેજ તમારા મનને શીખામણુ આપવા લાગો છો કે અરે મન તેં આ કાર્ય બહુ ખોટું કર્યું, કારણુ જો આ વાત કોઈ પણુ પ્રકારથી લોકોના જાણુવામાં આવી તો પછી કોઇ તારો વિશ્વાસ કરશે નહિ કોઇને ઘેર જઇશું તો પણુ તે આપણુા તરફ શકની નજરથી જોશે અને આપણું કાર્ય કરી તેના ઘરમાંથી નીકળતાં સુધી તે આપણુા ઉપર ચોકાશી રાખશે કોઇ માણુસ આપણુને કાંઇક વસ્તુ આપતાં પણુ વિચાર કરશે કારણુ કે ચોર વૃત્તિવાન છે એટલે કદાપિ આપણી વસ્તુ લઇ જઇને પછી પાછી ન આપવાની દાનતથી ખોવાઇ ગઇ એમ જુઠું બોલે તો શું કરીએ માટે એવા માણુસને ન આપવી એજ વધારે સારૂં છે આમ સર્વત્ર આપણો અવિશ્વાસ થશે. એટલુંજ નહિ પણુ આ બીજાની વસ્તુ લઇ લીધી

એ મોટી ભૂલ કરી છે. જેમ બીજાની વસ્તુ આપણે લઇ લીધી તેમ કોઇ આપણી લઇલે તો પછી આપણને કેવો ખેદ થાય તેવોજ તેને થતો હશે. ત્યારે આપણે બીજાને દુઃખદાતા થયા માટે આ કાર્ય લઘુ છતાં બહુ બુરૂં છે માટે હવે ન કરવું એટલુંજ નહિ પણ આવા હલકા વિચાર આવે તો તે પણ ન કરવા કારણ આમાંથીજ પાપ પોષાય છે માટે હવે આવા નીચ કાર્યથી દૂર રહેવું. કેમકે આવાં નાનાં કામ કરતાંજ મોટાં કામ કરવાની ટેવ પડે છે. લોકોમાં આબરૂ જાય છે અને પ્રભુથી દૂર રહેવાય છે. **ઓ દયાનિધિપરમાત્મન!!** મારી અજ્ઞાન નજરથી જણાતો લઘુ પણ આ ગુન્હો મેં બહુ મોટો કર્યો છે પણ આપ આ સમય તેની ક્ષમા આપશો એટલુંજ નહિ પણ પુનઃ આવા પ્રકારના પાપ પંથે દોરનારા કુવિચારો મારા અંતઃકરણમાંથી સદાને માટે દૂર થાય એવા સુવિચાર આપ સ્ફુરાવશો. **હે વિશ્વંભર!** મારી તો કાંઇ શક્તિ નથી કે કોઇ વિચાર કરી તેપર કાયમ આરૂઢ રહી શકું, પરંતુ આપ સર્વના પાળક છો તો હું જે આગળ વિચાર કરી રાખું છું તેનું આપ પાલન કરાવશો **હે મન!** શ્રી પરમાત્માભિમુખ કરી આજથી તને નિશ્ચયપૂર્વક સમજાવું છું. કે આવા નઠારા વિચાર તારે કદાપિ પણ કરવા નહિ અને તું ગમે તેવા પ્રકારની સ્થિતિમાં હો, છતાં જે વસ્તુપર તારી માલીકી નથી એવી કોઇ વસ્તુ રસ્તામાં પડી હોય ને ત્યાં કોઈ ન હોય તોપણ હવેથી તે તારે લેવી નહિ કેમકે એમ કરવું એ પણ એક પ્રકારની ચોરી છે. અને તેનું પરિણામ ભયંકર આવે છે માટે આવું કામ **કદાપિ ન કરવું—ન કરવું—નજ કરવું—**

ત્રીજું—**આત્મયમન્** છે. ઉપરના વિચારને વારંવાર કરી અં-

તઃકરણમાં તેની ખૂબ ઉંડી છાપ પાડી દેવી એટલે પછી તે દૃઢ થશે ત્યાર પછી જ્યારે જ્યારે એવા હલકા વિચાર આવે ત્યારે તેને બંધ કરી સારા વિચાર કરવા તથા જ્યાં જ્યાં એવા પ્રસંગ આવે ત્યાં પણ દૃઢતાથી તેવું હલકું કાર્ય ન કરવું અને મન વિચારને કબજે રાખવા એ **યમન્** છે.

જે પ્રકારથી **ચોરીમાં,** નિરિક્ષણ શિક્ષણને યમનનો વિચાર કરી તેને છોડી દેવાની યુક્તિ બતાવવામાં આવી તેવીજ રીતે. **યારી** ને **હિંસામાં** પણ એ ત્રણને યોજવાં એટલે કર્મના ત્રણ દોષથી મુક્ત થવાય છે અને સર્વ પ્રકારનાં કર્મ સરલ બને છે.

(૨) વચનમાં પ્રથમ દોષ **નિંદા** છે. વચનમાં કહેલ. **નિંદા, જુઠ, કઠોરતા, વાચાળતા** એ ચાર દોષ પ્રબળ છે કર્મના,—શરીરના, દોષ કરવામાં તો કેટલાએક પ્રતિબંધો છે તેથી સર્વ મનુષ્યો તે કરી શકતાં નથી પણ આ વાક્દોષમાં એવાં વિઘ્નો નથી તેથી તે સરલ છે અને ઘણું કરીને અપવાદરૂપ કોઇકવિના સર્વ તેમાં ફસાય છે માટે વિચારવાને તેમાંથી જરૂર બચવું જોઇએ ને બચવાનો ઉપાય તો પ્રથમ કહેવામાં આવેલ છે તેજ છે એટલે અહીં પણ નિંદાને તેમાં ચડાવી વર્ણવીએ.

(૧) **આત્મનિરિક્ષણ**—નિંદા, અનેક પ્રકારથી થાય છે. આપણો કોઇ સ્વાર્થ ભંગ થયો હોય તો તે ભંગ કરનારની આપણે નિંદા કરીએ છીએ. આ આદિક અનેક પ્રકારથી નિંદા થાય છે. કોઇ પદાર્થ આપણને ન ગમતો હોય તો તેને પણ નિંદીએ છીએ. ઘણા માણસોને એમ કહેતા સાંભળી છીએ કે "જે જેવું હોય તેને

"તેવું કહેવું તેનું નામ નિંદા નથી." એમ બોલી. કોઈ ચોર-ની, વિષયિની, કે વ્યસનીની તેઓ નિંદા કરે છે અને તે પોતે નિંદા કરતા નથી એમ માને છે પરંતુ યથાર્થ વિચારથી જોઇએ તો તેઓ નિંદકજ છે. અને નિંદા કરવાનો દોષ તેમની વાણીમાં રહેલો જ છે. તેમાં (૧) કારણુ એ છે કે. તે જે માણુસની વાત કરતા હોય છે તે ત્યાં હોતો નથી અને કદાપિ ત્યાં આવી ચડે છે તો તેને વાત બંધ કરવી પડે છે જો સત્ય હોય તો તેણે તેના રૂબરૂ શામાટે ન કરી એટલે તે નિંદાજ છે. (૨) કારણુ એ છે કે જ્યારે પોતાનો કાંઇ સ્વાર્થ હોય છે ત્યારે નીચમાં નીચને પણુ તે સારો કહે છે ને પા-છળથી તેને નિંદે છે (૩) કારણુ એ છે કે કોઇ માણુસને તે જાણુતા હોય કે ખરાબ છે છતાં તેને મોઢે તેને સારોજ કહે છે એટલે સિદ્ધ થાય છે કે બીજાને માટે કાંઇ પણુ હલકું બોલવું એ તેની નિંદાજ છે ને તે નિંદા કરનાર દોષી છે. માટે કોઇની પણુ નિંદા કરવી નહિં કારણુ કે જેની નિંદા કરી હોય તે પરંપરાદ્વારા જ્યારે સાંભળે છે ત્યારે તેને દુઃખ થાય છે ને કોઇને દુઃખ દેવું એ પાપ છે. ત્યારે આ સ્થળમાં પ્રશ્ન થશે કે "શું દુષ્ટને દુષ્ટ ન કહેવો?" તેનો જ-વાબ નકારજ છે. દાખલા તરીકે જુઓ. દુર્યોધને પાંડવોને (૧) લા-ખના ગૃહમાં બાળી મુકયા હતા (૨) વિષ-ઝેર-આપ્યું હતું (૩)તેની સ્ત્રીનું હરણ કર્યું હતું જમીન-રાજ્ય-લઇ લીધું

૧ માણુસને આપણે ઓળખીજ શકતા નથી પણુ દરેક વ્યકિતને માટે બીજાના કહેવા ઉપરથી પુરતો તપાસ કર્યાં વગરજ તે તેવો છે એમ માનીને પછી આપણે તેને તેવોજ ગણી તેજ નજરથી જોઇએ છીએ માટે તે જુઠું છે.

**હતું** છતાં. આખા **મહાભારતમાં** કોઇ પણ સ્થળમાં **ધર્મના** મુખમાંથી એવું વચન નીકળેલું બતાવો કે **દુર્યોધન દુષ્ટ છે.** ” આખી **રામાયણમાં રામના મુખમાંથી રાવણની નિંદાનો** એક પણ પ્રસંગ છે?? આ શું સૂચવે છે એજ કે “ **બીજો દુષ્ટ હોય તો પણ તેની નિંદા કરવી નહિ** ” કારણ કે તે મહા પાપ છે. માટે કોઇની નિંદા કરવી નહિ.

(૨) **આત્મશિક્ષણ**—છતાં કદાચ કોઇની નિંદા થઇ જાય તો તુર્તજ વિચાર કરવો કે અરેરે ?! હજુ દોષ જોવાનો સ્વભાવ નાશ પામ્યો નહિ. અરે મન તું સર્વથા કાળીજ બાજુ શા માટે જુએ છે. શું! તું નથી જાણતું ? કે દરેકને બે બાજુ હોય છે આમ સ્પષ્ટ સમજે છે માટે કાળી બાજુ જોવાની તારી ટેવ છોડ. જે માણસની ભૂલ જોઇ તું વિચાર કરે છે કે તેણે આ ખરાબ કામ કર્યું તેના કરતાં પણ તેની ભૂલ જોવા રૂપ ખરાબ—વધારે ખરાબ, કામ કર્યું છે. કારણ જે તુને દુર્ગુણ **દેખાય** છે જે **તજવા યોગ્ય લાગે** છે તેનુંજ તું વધારે ચિંતવન કરે છે અને તેનાજ સંસ્કાર મનમાં પાડે છે અને તારા સ્વચ્છ અંતઃકરણને મલીન બનાવે છે. જેણે ભૂલ કરી છે તે જો તેને ભૂલરૂપે સમજતો હોત તો તેવું કરતજ નહિ. તે તો તેને સારૂં સમજીને કરે છે એ તેનું અજ્ઞાન છે અને તેના પોતાના કર્તવ્યમાંથી દુઃખ ઉત્પન્ન થતું તેને નહિ સમજાય ત્યાં પર્યંત તું. ગમે તેટલી તેની નિંદા કરીશ તોપણ તે વિરમનાર નથી તો વિચાર કરકે તારી નિંદાથી તેને તો કાંઇ ફાયદો નથી અને તેના હલકા ગુણનું ચિંતન કરતાં તારૂં સ્વચ્છ મન અશુદ્ધ બને છે એટલે તુંને ગેરફાયદો છે તો આવું ઉલટું કાર્ય શા માટે કરે છે?? હા. કદિ કોઇ માણસ કબુલ કરીને તુને પુછવા આવ્યો હોય ને તે દુર્ગુણ નુકસાન

કરતા છે એમ તું તેને સમજાવતો હોય તો તેમાં તુને ને તેને બેઉને લાભ છે પણ એવું તો આ સ્થળમાં છે નહિ માટે કોઇની નિંદા કરવી એ કેવળ અયોગ્ય છે **"અયોગ્ય છે એટલુંજ નહિ પણ ઉલટું પાપ પથમાં દોરનાર છે"** માટે તેને તજ.

(૩) **આત્મસંયમન્**—ઉપર પ્રમાણે નિંદામાંથી મનને પાછું વાળ્યા પછી પણ પ્રથમના અભ્યાસને લઇને તેવા સ્વરૂપમાં ઉતરી જવાય અને તેનું ભાન થાય કે તુરત ત્યાં અટકી જવું અને પશ્ચાતાપ કરી જેની નિંદા કરી હોય તેની માફી માગવી. કદિ તે દૂર હોય તો પ્રભુ પાસે માફી માગવી. આમ અભ્યાસ કરતાં વચનના દોષ સુધરી વચન પણ સરલ બને છે.

જે પ્રકારે **નિંદાના** વિચાર કરી તે ન કરવી એ નિશ્ચય દૃઢ કરવામાં આવ્યો તેજ પ્રમાણે. **જુઠ, કઠોરતા, વાચાળતા,–બહુ બોલવાની ટેવ**–તેને પણ ઉપરની યુક્તિથીજ સુધારી લેવાં એટલે વચન વડે કરીને થતા જે **દોષ** તે તુરત અટકી જશે અને વચનની વક્રતાનો ભંગ થઇ તેમાં કેવળ સરલતા આવી જશે.

(૩)મનના દોષમાં **મિથ્યાચિંતવન** છે. કર્મના દોષમાં જેટલા બહાર પ્રતિબંધો છે તેના કરતાં વચનના દોષમાં ન્યૂન છે અને મિથ્યાચિંતવન તો મનમાં થતું હોવાથી તેને કોઇ પણ પ્રકારનો બહિર પ્રતિબંધ નડતોજ નથી એટલે એમાંથી બચવું એ કામ કઠિણ છે કારણ આ સ્થળમાં મનુષ્ય કેવળ સ્વતંત્ર છે એટલે પોતાની મરજીમાં આવે તેવા પ્રકારના તર્કના તાંતણા કાઢયાજ કરે છે. પણ પોતાને કેટલું નુકસાન થાય છે એ વાત તેનાથી સમજાતી નથી કારણ તેના આંખે અજ્ઞાનનાં પડળ વળેલાં છે એટલે જેમ કોઇ અંધ પુરૂષ આંગણું,–ચોક–વાળી તેનો કચરો ઘરમાં નાખે અને દેખવાની

શક્તિથી રહિત હોવાથી એમ સમજે કે હું મારૂં ઘર સાફ કરૂંછું પણ દેખતાને તો તે મૂર્ખાંઇજ લાગે. તેવો પ્રકાર આ મિથ્યાચિંતવન કરનારનો છે માટે પ્રથમ બતાવેલી યુક્તિમાં યોજી તેને પણ સુખે મુમુક્ષુએ તજવું જોઇએ.

(૧) **આત્મનિરિક્ષણ**—કોઈ મહાત્મા કહે છે કે "**સંકલ્પે સુખ નવ ઉપજે, વિકલ્પે દુઃખ નવ જાય: પણ મનનો એવો ધર્મ છે, વણ કલ્પે રહ્યું ન જાય**" એટલે મનને કલ્પના-મિથ્યા **ચિંતવન**, કરવાની ટેવજ પડી છે જેમ ઘડીઆળની ચાવી ભરેલી હોય ત્યાં સુધી તેનું સેલેન્ડર આઘું, પાછું થયાજ કરે છે તેમ જ્યાંપર્યંત જીવન છે ત્યાં સુધી મન પણ સંકલ્પવિકલ્પ કર્યાંજ કરે છે એટલે જો તેનો આપણે ઉપયોગ ન કરીએ તો તે નકામુંજ **મિથ્યાચિંતવન** કર્યાં કરે છે પણ વહી જતા નદીના પ્રવાહને જો ખેતરમાં વાળી લેવામાં આવે તો લાભ થાય છે તેમ આ મનને પણ કોઇ વિચાર ઉપર વાળી લેવામાં આવે છે તો ફાયદો થાય છે માટે બુદ્ધિમાને મનને કોઇ ને કોઇ પણ કાર્યમાં જોડી દેવું ને કદાપિ કાંઇ પણ કાર્ય ન હોય તોપણ તેને નકામું તો રહેવા દેવું નહિ કારણ કે આપણામાં કહેવત છે કે "**નવરો બેઠો નખોદ વાળે**" એ બીજા સર્વ કરતાં મનપર વધારે લાગુ પડે છે. કેમકે **મિથ્યા ચિંતવન** કરી તે અનેક પ્રકારના નકામા સંસ્કારો પાડી દેછે માટે કાંઇ કામ ન હોય ત્યારે તેને "**પરમાત્માના નામસ્મરણમાં જોડવું**" અને તે એવું કામ છે કે કદાપિ ખૂટે નહિ એટલે મનને તેમાંથી નવરાશ મળે નહિ ને મિથ્યાચિંતવન કરેજ નહિ. છતાં કદિ મિથ્યાચિંતવન કરવા લાગે તો તેનું તુરત નિરિક્ષણ કરવું. દા-

ખલા તરીકે મનમાં એવો વિચાર સ્ફુર્યો કે "આપણો અમુક દુશ્મન બહુ ચડી વાગ્યો છે માટે એવી કાંઈક યુક્તિ કરીએ કે તે નીચો પડે" આ કલ્પના થતાંજ જો જાગૃતિ થાય તો તેને શિક્ષણમાં લઈ જવું પણ મન અત્યંત ચંચળ છે તેથી તે વિચારને તે ખુબ લંબાવીજ દે છતાં જ્યાંથી આપણી જાગૃતિ થાય ત્યાંથીજ તેને શિક્ષણ આપવું.

(૨) **આત્મશિક્ષણ.** અરે મન ! વૃથા કલ્પના શા માટે કરે છે ? કેમ ભૂલે છે આ સંસાર મુસાફર ખાનું છે સર્વ પંથી છીએ થોડો કાળ અત્ર ગુમાવવો છે અને પછી આગળ વધવાનું છે તો કોણ શત્રુ ? શું ! **શ્રી કૃષ્ણ પરમાત્માના** વચનમાં પણતને અવિશ્વાસ છે? તેતો સ્પષ્ટ કહે છે કે, **आत्मैवह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः** "આત્મ–મન–તુંજ–આત્માનો–મનનો તારો બંધુ–મિત્ર છેઅને આ-ત્મા–મન–તુંજ–આત્માનો–મનનો–તારો–શત્રુ છે." તું તારી કલ્પનાથી જેને શત્રુ સ્વરૂપે જુએ છે તે તને તારા શત્રુ જેવું કામ કરતો જણાય છે અને તું તારી કલ્પનાથી જેને મિત્ર તરીકે જુએછે તે તારૂં મિત્રનું કામ કરતો દેખાયછે માટે કોઇ તરફ પણ શત્રુ ભાવના શામાટે કરે છે ? સર્વને મિત્ર સમાન જો એટલે તુને આનંદજ થાય. વળી બીજાનું બુરૂં કરનારનું પોતાનુંજ બુરૂં થાય છે. તો ઉલટી કલ્પના શા માટે કરે છે ? બીજાને દ્રવ્યાદિ જે પ્રાપ્ત થાય છે તે તેની યોગ્યતા પ્રમાણેજ છે તે તારાથી કદિ પણ બદલી શકાય તેમ છેજ નહિ. વળી આ જગતતંત્રની દોરી—વ્યવસ્થા— કાંઇ તારા હાથમાં નથી કે તું તારી મરજી પ્રમાણે તેને ફેરવી નાખે કારણ તેના ચાલક—દોરનાર—તો **શ્રીપરમાત્મા** છે. ને તેતો સદા સ્વતંત્ર છે એટલે તું જે ધારે છે તે પ્રમાણે બનવાનુંજ નથી છતાં

" **काकतालियन्याये** " તેમ બન્યું તો તું એમ મિથ્યા માની પડીશ કે મેં કર્યું પણ વસ્તુતઃ તે તારી ધારણા પ્રમાણે બન્યું નથી છતાં તું " **શકટ નીચેનું શ્વાન** " બને તો કોઇ ના કહેતુ નથી. બાકી જ્ઞાતા પુરૂષો તો સ્પષ્ટ કહે છે કે " શા માટે તમે ભાર માથે ધરો છો, વળી હું કરૂં હું કરૂં એ કહોછો; કરોને તમે ચિત્ત સાથે કરાર, લખી વાત મિથ્યા ન થાએલગાર " માટે તું કર્તા નથીજ કર્તા શ્રી પ્રભુ છે તો કલ્પના મુક. આ પ્રકારે મનને શિક્ષા આપવી.

(૩) **આત્મયમન્**—આવા ટુંકા અને એકજ વખતના વિચારથી મન માની જાય એવા ભરૂંસાપર વાંચક બંધુ ! વંચનામાં—ઠગાઇમાં—પડીશ નહિ તેને તો **અર્જુને " પ્રમાથી "** કહેલ છે તે વારંવાર તારા કરેલા વિચારને મથી નાખનાર છે અને બહુજ ચંચળ છે તેથી તેને **મિથ્યાચિંતવનથી** મુક્ત કરવાને વારંવાર તારે અનેક પ્રકારના શુભ વિચારોનું મનન કરવું પડશે અને તે પણ ઉપર ઉપરથી નહિ પરંતુ અંતઃકરણમાં ખૂબ ઉંડા ઉતરીને તે રૂપ થઇ તેનું અનેક વખત મનન કરવું પડશે અને તેમાંથી મન વારંવાર છટકી જશે છતાં જોતું નિરૂત્સાહ ન થતાં ઉમંગથી મચ્યો રહીશ તો. અંતમાં **જય તારો** છે તેને તારા કબજામાં આવ્યા સિવાય છુટકારો નથી માટે વાંરંવાર જતા મનને લાવી અંતરસ્થિત કરવું [1]તેજયમન્ છે.

જે પ્રકારે **મિથ્યાચિંતવનનો** વિચાર કર્યો તેજ પ્રકારે

---

૧ સરખાવો-વિષમ વિષયના દેશમાં આ શરીરનો રથ ચાલતાં, સંયમ લગાવી ચાબખો દઢ રેન વૃત્તિ જાલતાં; શુદ્ધ ચિદ્દ ખૂટે બાંધતા હ્યા ઇંદ્રિયોને આંતરી, તે તુંજ છે તે તુંજ છે મન બ્રહ્મમાં રેને ઠરી.

વેર ને **અભિમાન**નો પણ યુક્તિ પ્રમાણે વિચાર કરવાથી **મનના દોષ** દૂર થાય છે એટલે મન સરલ બને છે. **દશે દોષો** દૂર થતાં **મન—વચન—કર્મ**—ત્રણેનું ઐક્ય સુલ્લભતાથી થાય છે. ને "**ત્રણેની એકતા એજ યથાર્થ સાધુપણું છે**" ને આવો **સાધુ** પરમાર્થ રસ્તામાં આગળ વધે છે અને ઉપર બતાવેલ ક્રિયા સાધ્ય થતાંજ મોક્ષદ્વારનો પ્રથમ પડદો ઉઘડી જાય છે. અસ્તુ. ૐ ૐ ૐ

## दशगुणो

**कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन**
**मा कर्मफल हेतुर्भूर्मा ते संगोऽस्त्व कर्मणि.**

**ભાવાર્થ:**—કર્મ કરવાનોજ તારો અધિકાર છે. પણ તેનાં ફળ મેળવવાની ઇચ્છાનો તને અધિકાર નથી માટે તું કર્મનાં ફળ મેળવવાનો હેતુ રાખમાં. તેમજ કર્મો તજી દેવામાં પણ તું પ્રેમ રાખ માં.

ગુણ શબ્દનો અર્થ ફાયદો થાય છે ને વ્યાકરણની રીતે ગુણનો અર્થ વૃદ્ધિ—ઉન્નતિ—થાય છે. તેથી જગતજનો અમુક એક ગુણ છે એમ શ્રવણ કરતાંજ તેને પકડી લે છે અને થોડા દિવસ તો ખૂબ ઊમંગથી તેનું સેવન કરે છે પરંતુ તેમનું આ કૃત્ય "**ફળ મેળવવાની તાલાવેલીવાળું મન**" કાયમ ચાલવા દેતું નથી અને ટુંક મુદતમાંજ લાભ તરફ નજર કરાવી આમ કરવાથી કશો પણ લાભ થયોજ નહિ એ ધ્વનિ ઉચ્ચરાવી આનંદનો ભંગ કરે છે એટલે પ્રથમ એ ગુણનું જેવું મનુષ્ય સેવન કરતો હતો તે ઢીલું થઇ જાય છે ને મંદ પડતાં પડતાં અંતમાં આમાં કાંઇ નથી એમ વિચાર કરી પ્રથમ પ્રેમથી પકડેલી બાબતને માણસો છોડી દે છે. તે પ્રકારે

દશાગુણો એવું મથાળું વાંચી માણસો તેને ગૃહણ કરવામાં પ્રથમ તો ઉમંગી થશે પરંતુ પાછળથી પોલું પરિણામ ન આવે માટેજ મથાળે **શ્રીનાં વચનો** મુકીને સૂચવવામાં આવ્યું છે કે એ ગુણો ગૃહણ કરી **"ફળ કેમ ન આવ્યું ? એવા સંશયમાં" "કે ક્યારે આવશે ? એવા અધૈર્યમાં"** અગર અંહ **"આમા તો કશુ નથી" એવી ઉપેક્ષામાં** ઉતરી તેનો ત્યાગ ન કરવો. કેમકે તે પ્રકારે કર્યાં જવું એજ આપણું કર્તવ્ય છે **"ફળ તો સમયં આવે મળીજ રહેશે"** માટે **ધૈર્ય, શ્રદ્ધા, ખંતપૂર્વક,** દશાગુણોનું પાલનજ કરવું.

**મન, વચન,** ને **કર્મ—શરીર**--ના દોષો દૂર કરતાં તે જેમ સરલ થાય છે એટલે ત્રણેની એકતા બને છે તેમ આ દશ ગુણો ધારણ કરવાથી કરેલી એકતા મજબુત થઇ કાયમ ટકી રહે છે માટે દશ ગુણમાં કયા કયા ગુણ મન, વચન ને કર્મમાં રહે છે તેનું વર્ણન કરીએ. **સ્નાન, શૌચ--પવિત્રતા—ને દૃઢ આસન** એ ત્રણ ગુણ **શરીરના છે. અલ્પઅહાર, સ્મરણ,** ને **કીર્તન** એ ત્રણ ગુણ **વચનના છે. ધ્યાન, સમાધિ બ્રહ્મદૃષ્ટિ,** ને **દેહાતીત** એ ચાર ગુણ મનના છે. અભ્યાસી પુરૂષ દશ ગુણોનું સેવન કરી જેમ જેમ તેને પોતાની **ટેવરૂપ** બનાવી દે છે તેમ તેમ તેની સર્વ પ્રકારની વાસનાઓ ક્ષય થાય છે અને આ પડદો પૂર્ણ ઉંચકાય જતાં **કૈવલ્યસુખ** તેને પ્રાપ્ત થાય છે પરંતુ માયિક પ્રદેશ એવો છે કે ગુણના સ્વરૂપને સમજ્યા વિના જો તેને ગ્રહણ કરવા જાય તો **તે ગુણ લાભને બદલે હાનિ કરે છે !!** અને આગળ વધવાને બદલે ત્યાંનો ત્યાં અટકાવી રાખે છે માટે પ્રથમ ગુણનું સ્વરૂપ સમજવા

તેનું વર્ણન કરીએ તો તે અસ્થાને ગણાશે નહિ.

## तनना त्रण गुण.

(૧) **સ્નાન.** જળથી સ્નાન કરવાથી શરીરમાં રહેલ આળસનો નાશ થાય છે ને પરસેવામાંથી જામેલો મેલ ધોવાય ને શરીર સ્વચ્છ બને છે. માટે હમેશાં સ્નાન કરવું જોઇએ. જો સ્નાન ન કરેતો મળ શરીરમાં ભરાય અને તેના યોગથી રોગ થાય એટલે મનોવૃત્તિ રોગમાં રહે ને **પરમાત્મસ્વરૂપમાં** લાગે નહિ. આ પ્રકારે સ્નાન ન કરવાથી રોગને આળસ બેઉ રહે ને જે ખરૂં કર્તવ્ય છે તે બને નહિ માટે તેની નિવૃત્તિ સારૂ સ્નાન કરવાની જરૂર છે વળી સ્નાન કરવું એ બાહ્ય પવિત્રતા છે માટે પણ **સ્નાન** કરવું. પરંતુ એમાંથી કેટલાએક પુરૂષોને એવું લાકડું ભરાઇ જાય છે કે સ્નાન કર્યા પછી જો કોઇ તેનો ભૂલ**માં સ્પર્શ** કરે— અડકે—તો તેને ક્રોધ થાય છે અને અડકનાર સાથે લડાઇ કરે છે આનું નામ પવિત્રતા નહિ. પણ મલીનતા છે એટલે આનો અર્થ એવો પણ કરી બેસવાનો નથી કે સ્નાન કરીને જ્યાં ત્યાં અડકા અડક કરી મુકવું. ન અડાય તો વધારે ઉત્તમ પણ કદાચ કોઇની ભૂલ થઇ તો તેના પર ક્રોધ કરવો નહિ કારણ કે સ્નાન એ પવિત્રતા છે અને પવિત્ર પુરૂષના મનમાં ક્રોધ આવેજ નહિ તેથી જો ક્રોધ કરીએ તો સ્નાનથી જે પવિત્રતા માની છે તે મિથ્યાજ છે એટલે કદાપિ સ્પર્શ થયા પછી મનમાં સંશય રહેતો હોય તો ફરી સ્નાન કરવું પણ ક્રોધ તો નજ કરવો. કારણ કે ક્રોધ કરવાથી દંભ વધવાનો પ્રસંગ ઉભો થઇ જાય છે અને દંભી પુરૂષ આગળ વધી શકતો નથી એટલુંજ નહિ પણ આનેજ પવિત્રતા માની પડીએ તો **દેહાભિમાન** કે જેનો નાશ કરવો છે તે ઉલટું વધે છે

એટલે લાભને બદલે હાનિ થાય છે ટુંકામાં કહેવાનું તાત્પર્ય એ છે કે શરીરશુદ્ધિ એ સ્થૂળ છે અને મનોશુદ્ધિ એ સૂક્ષ્મ ને તેના કરતાં ઉત્તમ છે માટે શરીરશુદ્ધિ મનોશુદ્ધિને બિગાડે એટલી મુખ્ય ન કરતાં તેને ગૌણુ રાખવી અને મનોશુદ્ધિ મુખ્ય માનવી પરંતુ આજ કાલ જો જોઇએ છીએ તો સર્વમાં શરીરસુધી મુખ્ય થઇ પડી છે મનોશુદ્ધિ તરફ કોઇ જોતું નથી અને લોકોને પણ એ વાત સુગમ લાગે છે કેમકે મનોશુદ્ધિમાં તો સ્વાર્થનો ભોગ આપવો પડે છે ને શરીરસુદ્ધિમાં તે હોતું નથી પણ એમ કેવળ સ્નાનને વળગી પડ-વાથી ફાયદો નથી એ વિચાર કરી આગળ વધાય તેમ એ ક્રિયા કરવી.

(૨) **શૌચ**—પવિત્રતા બે પ્રકારની છે એક **બાહ્ય** ને બીજી **આંતર**. બાહ્ય પવિત્રતા ગૌણુ છે તેને માટે **સ્નાનના** વિષયમાં કહે વાઇ ગયું છે માટે અહીં તેને ફરી ન કહેતાં **આંતરશૌચ** કહેવામાં આવે છે. આંતરશૌચ એટલે મનશુદ્ધિ. મનુષ્ય જેવા પ્રકારનો આ-હાર કરે છે તેવું તેનું મન થાય છે એટલે જો શુદ્ધ આહાર કરે છે તો મન શુદ્ધ રહે છે અને અશુદ્ધ આહાર કરે છે તો મન અશુદ્ધ થાય છે માટે મનની પવિત્રતા આહાર ઉપર છે તો શુદ્ધાહારનું સ્વ-રૂપ સમજવું જોઇએ તો આહાર **શુદ્ધ. સાત્વિક, ને અલ્પ—થોડો.** હોય તેજ આહાર શુદ્ધ કહેવાય છે. જે આવો આહાર કરે છે તેનું મન શુદ્ધ થાય છે. **શુદ્ધનું સ્વરૂપ** એ છે કે, **યજ્ઞશિષ્ટાશિનઃ સંતોમુચ્યંતે સર્વ કિલ્બિષૈઃ "યજ્ઞનું બાકી રહેલું અન્ન ખાનાર સંત સર્વ પાપથી મુકત થાય છે"** અર્થાત પ્રમાણિક-પણે ધન મેળવી તેમાંથી અનાજ લાવવું તેમાંથી **દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ઋષિયજ્ઞ, ભૂતયજ્ઞ, અતિથિયજ્ઞ,** કરી એટલે સૌના જે હક

છે તે આપી દેતાં શેષ રહે તે ખાવું તેનું નામ **શુદ્ધાહાર** છે પણ તે સાત્વિક હોવો જોઇએ સાત્વિક આહારને માટે શ્રીકૃષ્ણ પોતેજ કહે છે કે **आयुः सत्वबलारोग्य सुखप्रीति विवर्धनाः। रस्याः स्निग्धाः स्थिराहृद्या आहाराः सात्विक प्रिया॥** "આયુષ્ય, **સત્વ, બળ, આરોગ્ય, સુખ,** અને **સ્નેહ** વધે તથા જે વસ્તુ રસવાળી, ચીકણી. ઘણો વખત રહી શકે તેવી હોય અને મનને ગમે તેવી હોય તે **સાત્વિક આહાર** ગણાય છે" **અલ્પાહાર**નું સ્વરૂપ આગળ આવે છે માટે અત્ર લખ્યું નથી આવો આહાર જે કરે તેણે **શુદ્ધાહાર** કર્યો કહેવાય ને તેનુંજ મન શુદ્ધ થાય છે અને આવા પ્રકારની પવિત્રતા તે તનનો બીજો ગુણ છે. જુઠ, ને છલથી ઉત્પન્ન કરેલ ઉપજીવિકા, મદ્ય, માંસ, જુઠું અને અભક્ષ્ય પદાર્થો અશુદ્ધ ને ત્યાજ્ય છે માટે તેનો આહાર કરવો નહિ, [1]**ગુરૂપ્રસાદ ને પ્રભુપ્રસાદ** જુઠામાં ગણાતા નથી એતો મનમળને હરીને શુદ્ધ કરનારા છે. તે વાત લક્ષ્યમાં રાખી પવિત્રતા સાધવી.

(૩) **आसन**—આસનની દૃઢતાથી નિદ્રા ઓછી થાય છે અને શરીરના કેટલા એક પ્રકારના રોગ પણ ઓછા થાય છે અને શરીર સ્થિર થતાં મન પણ સ્થિર થાય છે અને જડતા દૂર થાય છે એટલે બુદ્ધિમાં ચેતન ભરપૂર રહે છે અને તેથી પરમાત્મસ્વરૂપમાં આરૂઢ થવાય છે તેથી આસન ઉપયોગી છે પણ તે એવું હોવું જોઇએ કે જેને વારંવાર ફેરવવું ન પડે તથા કોઈ પ્રકારના વિક્ષેપને ઉત્પન્ન નકરે. આ પ્રકારે તનના ત્રણ ગુણ છે તે સાધવા.

---

૧ પ્રસાદનો અર્થ જુઠું ખાવું એવો નથી પણ ગુરૂ કે પ્રભુને ધરાવેલું.

## વચનના ત્રણગુણ.

(૧) **અલપાહાર**—જેવી રીતે તનના ત્રણ ગુણ ગણાવ્યા તેજ પ્રમાણે **વચન—રસના**—ના પણ ત્રણ ગુણ છે અને તેમાં સર્વથી પ્રથમ **અલ્પાહાર** છે. અલ્પાહારને માટે **શ્રી કૃષ્ણચંદ્ર** કહે છે કે. **યુક્તાહાર વિહારસ્ય** " જેના આહાર વિહાર યુક્ત હોય. " તેને યોગ એટલે **પરમાત્મા જે સુખરૂપ છે તેનો મેળાપ** એટલે પૂર્ણ સુખ, તે યુક્ત આહારમાંથી થાય છે માટે યુક્ત આહાર કરવો જોઇએ. યુક્ત આહાર કોને કેવોએ વિચાર થતાં જવાબ એજ છે કે. વ્યાજબી, નિયમિત, મધ્યમ, દેશ કાળ, પોતાની સ્થિતિ, આજુ બાજુના સંયોગો આદિનોં વિચાર કરી જે ખાવામાં આવે તે યુક્ત. પણ આપણે ઘણી વખત તેની પાર જતા રહીએ છીએ આપણે કેવી રીતે વધારે ખાઇ જઇએ છીએ તેનાં કારણો **શ્રીયુત પઢિયારે** " સ્ત્રીયોનાસ્વર્ગમાં " બતાવેલાં છે તે ઉપયોગી સમજી અત્રે ટાંકયાં છે.

(૧) છેક બાળપણથીજ આપણને વધારે ખાઇ લેવાની ટેવ પડી ગયેલી છે.

(૨) આપણે એમ સમજ્યા કરીએ છીએ કે વધારે ખાવાથી શરીરમાં વધારે શક્તિ રહે છે તેથી ખાસ ચાહીને આપણે વધારે ખાઇએ છીએ.

(૩) કેટલીએક ચીજો ઘણી મુદતે મળે છે તેથી તે આપણે ચાહીને વધારે ખાઇ લઇએ છીએ.

(૪) કેટલીક ચીજો આપણને ખાસ વધારે વહાલી હોય છે તેથી તે વધારે ખાઇ જઇએ છીએ.

(૫) કેટલીક ચીજોના કોઇ વખત બહુ સારો સ્વાદ બનેલો

હોય છે તેથી તે ચીજો દાબી દાબીને ખાઇ જઇએ છીએ.

(૬) ઘણી વખત બીજાઓના આગ્રહને ખાતર આપણે વધારે ખાઇએ છીએ.

(૭) કોઇ કોઇ વખત મોડું જમવાનું થયું હોય ત્યારે વધારે ટાઇમ થઇ જવાથી બહુ ભૂખ લાગી ગઇ છે એમ માના લઇને આપણે વધારે ખાઇએ છીએ.

(૮) કોઈ કોઇ વખત વહેલું જમવું પડે ત્યારે પાછી જલદી ભૂખ ન લાગી જાય તો સારૂં એમ ધારીને આપણે વધારે ખાઇએ છીએ.

(૯) કેટલીક વસ્તુઓ બહુ પુષ્ટિકારક છે એમ સમજીને ખાસ ચાહીને તે વધારે ખાઇએ છીએ.

( ૧૦ ) કેટલીક વસ્તુઓ માટે આપણે એમ સમજીએ છીએ કે આ વસ્તુ વધારે ખાઇ જવાય તોપણ નુકસાન નહીં કરે તેથી તે વધારે ખાઇએ છીએ.

( ૧૧ ) કેટલીક વસ્તુ બહુ સારી ને સસ્તી હોય છે તેથી તે આપણે વધારે ખાઇ જઇએ છીએ.

( ૧૨ ) કેટલીક વસ્તુ આપણી પાસે જરાક વધારે હોય છે પણ તે કોઇને આપી દેવાનું કે નાખી દેવાનું મન થતું નથી. તેથી તાણી તોડીને આપણે વધારે ખાઇ જઈએ છીએ.

( ૧૩ ) જ્યારે ખાવા બેસીએ ત્યારે થોડું ઘણું વધારે ખાઇ જઇએ ત્યાં સુધી એજ વખતે ઘણું કરીને બધા માણસોને એવું ભાન રહેતું નથી કે અમે વધારે ખાઇએ છીએ તેથી વધારે ખાઇ લેવાય છે.

( ૧૪ ) આપણા કરતાં જે વધારે ખાતા હોય તેની સાથે આપણે આપણા ખાવાની સરખામણી કર્યા કરીએ છીએ તેથી આપણો ખોરાક આપણુને થોડો લાગે છે એટલે વધારે ખાવાના ઉપાયો કર્યા કરીએ છીએ.

( ૧૫ ) અમુક રોગને લીધે અથવા અમુક કારણોને લઇને અમે બરાબર ખાઇ શકતા નથી એમ ઘણા માણસોના મનમાં વ્હેમ ભરાઇ ગયો હોય છે તેથી તેઓ વધારે ખાવાનાં હવાતીયાં માર્યા કરે છે.

( ૧૬ ) આપણે ખાવા બેસીએ ત્યારે કેટલું ખાઇએ છીએ તે સામું જોઇએ છીએ જેમકે એક લાડુ, ચાર પુરી, એક રોટલી, બે કડછી ભાત, વાટકો દાળ, થોડાંક ભજીયાં, થોડાંક શાક, અને થોડાંક અથાણાં સામે જોઇને આપણે જમીએ છીએ પણ કાંઇ આપણી જઠરાગ્નિ સામે જોઇને આપણે જમતા નથી તેથી આપણે જરૂર કરતાં વધારે ખાઈ જઇએ છીએ.

ઉક્ત કારણોથી યુક્ત આહાર રહેતો નથી એટલે શરીરમાં જડતા આવે છે ને આળસથી પડી રહીએ છીએ માટે અલ્પાહારી થવું જોઇએ. તેનો અર્થ એટલોજ છે કે આપણી જઠરાગ્નિ સામાન્ય રીતે પચાવી શકે તેટલું ખાવું એ પ્રકારે આહાર કરવાથી નિદ્રા આવતી નથી અને કોઇ પ્રકારનો રોગ પણ થતો નથી ને મનમાં આનંદ રહે છે તેથી ભગવદ્‌ભજનમાં મન લગાડી શકાય છે. વળી અલ્પાહારથી ઇંદ્રિયો પણ વશ થાય છે અને વિષયો તરફ દોડતી નથી એટલે પરમાત્મચિંતન બરાબર થાય છે. માટે અલ્પાહાર કરવો એ શુદ્ધાહાર છે ને તેથી મન શુદ્ધ થાય છે.

(૨) **સ્મરણ**—ઈશ્વરનું સ્મરણ કરવું એ વચનનો બીજો ગુણ છે. સ્મરણ કરવું. એટલે **જપ** જપવા પરંતુ તેનો **અર્થ** એમ નથી કરવાનો કે માત્ર મોઢેથી રામ રામ બોલવા અગર પાંચ પચીશ માળાઓ તાણી નાખવી, આવા પ્રકારનું સ્મરણ તો અનંત માણસો કરે છે છતાં તેમનું મન જોઈએ તો "**નર્મદાના પાવન પ્રવાહમાં-રાત દિવસ રહેનારા પથ્થરના ભિતર જેવું હોય છે.**" **એનું નામ સ્મરણ નથી** ત્યારે **સ્મરણ** કેનું નામ ? કોઈ ગુર્જર કવિ કહે છે કે ॥ દોહરો ॥ **સ્મરણ કરીએ સ્નેહથી, સદા વસી પૂરમાંહ્ય; પ્રેમ ઉર વરો [1]હીસે, જેમ પારો પૂરની માંહ્ય**" નદી વહેતી હોય પણ ઉનાળામાં જે ગામની નજીક પાણી ન રહેતું હોય ને પ્રવાહ ટુટી જતો હોય ત્યારે તે ગામનાં લોક જ્યારે ચોમાસામાં પૂર આવે છે ત્યારે થોડેક છેટેથી નદીમાં **પારો** નાખે છે એટલે ગામની નજીક આવતાં પારો પોતાના સ્વભાવ પ્રમાણે જમીનમાં ઉંડો ઉતરી પડે છે એટલે તે ઠેકાણે ઉંડો ખાડો પડે છે તેને—**ધરો**—કહેવામાં આવે છે ત્યાં બારેમાસ પાણી ભરાઈ રહે છે તેમ **સ્મરણ** કરનારે પણ પુર એટલે શરીરમાં વસીને એવું સ્મરણ કરવું. કે અંતરનાં ઊંડા ભાગમાં તે પ્રવેશી જાય અને પ્રભુ પ્રેમ ત્યાં અંતરમાં—અખંડ ભરેલો રહે આવું સ્મરણ કરવું તે જ ચિંતન છે ને આવા પ્રકારનું ચિંતન કરનાર માટે **પરમાત્મા** પોતેજ કહે છે કે

**अनन्याश्चिंतयंतोमां येजनाःपर्युपासते । तेषांनित्याभियुक्तानां योगक्षेम वहाम्यहम् ॥** " અનન્ય એટલે બીજા કશામાં પણ વૃત્તિ રાખ્યા વિના એક મારૂંજ જે માણસ ચિંતન કરે છે અને પૂરેપૂરી

---

૧ શોભે.

રીતે મનેજ ભજે છે તે હમેશાં મારી સાથે જોડાએલો છે એટલે તેનો યોગ—એટલે જોઇતી ચીજો મેળવું છું ને ક્ષેમ—એટલે તેને પ્રાપ્ત થએલ વસ્તુઓને સાચવું છું. માટે ચિંતન કરનારે **પરમાત્મા** પછી તેનું. **રામ, કૃષ્ણ, ગોવિંદ, શિવ, શક્તિ, ગણેશ, સૂર્ય,** ગમે તે નામ રાખ્યું હોય તેની અહીં તકરારજ નથી કારણ સર્વ નામ પ્રભુનાં છે છતાં કેટલાક વાડાની ખાડમાં પડી ભેદની આડમાં ભૂલા પડે છે કે અમુક પ્રભુના નામ સિવાય અન્ય નામ આપીએ તો આપણે અન્ય આશ્રય કર્યો કહેવાય અથવા કુસંગી થઇ જઇએ પણ તે મિથ્યા છે. " **અનન્ય શરણનો સત્ય અર્થ એજ છે કે સર્વ મનોવૃત્તિઓ પ્રભુસ્વરૂપમાં તલ્લીન બને** " માટે જિજ્ઞાસુએ વાદવિવાદમાં ન પડતાં પોતાનું મન પ્રભુ તરફ વાળવા પોતાને પ્રભુનું જે નામ પ્રિય હોય તેને **બીજાં નામોની નિંદા કર્યા વિના જપવું** અને તેમાં જેમ બને તેમ તલ્લીન થવું એજ ખરૂં સ્મરણ છે બાકી માળા ફેરવનારને તો માળાજ કહે છે કે.

**કુંડળિયો.**

માળા મનસેં કહત હૈ સુણો દેવ જગભૂપ,
મુજ ફેરનતેં હોત કયા જો તું ન લખે નિજરૂપ;
જો તું ન લખે નિજરૂપ તો કરની હૈ સબ થોથી,
કેવલ હૈ બકવાદ ખોલકર પઢે જો પોથી;
કહે ગિરધર કવિરાય હોઇ તિનકા મુંહ કાલા,
પ્રત્યક્બ્રહ્મ અભિન્ન જ્ઞાનબિન ફેરતમાલા.

હાથમાં માળા ફરતી હોય, મુખમાં જીભ ફરતી હોય અને મન ભવમાં ભટકતું હોય તે સ્મરણ કહેવાય નહિ. અને એવા ઉપરચોટીયા સ્મરણથી પ્રભુ પ્રસન્ન થાય નહિ માટે સ્મરણ કરનારે મન એ-

કાગ્ર કરી પ્રભુનું સ્મરણુ કરવું જોઇએ ને આવા પ્રકારનું સ્મરણુ તેજ વચનનો બીજો ગુણુ છે.

( ૩ ) **કીર્તન**—પ્રભુના ગુણાનુવાદ ગાવા એ વચનનો ત્રીજો ગુણુ છે ને આ કલિયુગમાં તો કીર્તન સર્વોપરી છે કારણ **મહાત્મા વ્યાસ** કહે છે કે **कलौ केशव कीर्तनात्** “ કલીયુગમાં કીર્તનથી જ કેશવ મળે છે માટે કીર્તન કરવાં. મંદિરમાં કાંસીજોડા કુટીને બ-રાડે છે અથવા અન્ય વાદ્યો—વાજાંની સાથે કેટલાક ગાય છે એ કીર્તનનું છેક સ્થૂલ સ્વરૂપ છે કારણુ તેમાં જેવું જોઇએ તેવું તેનું મન મળેલું હોતું નથી ને મનની એકાગ્રતા વિના ગાવું તે ગાનાર ગાય જેવો છે એટલે “ **ગાય તે ગાય ખડ ખાય ને દૂધ બી-જાને પાય. પણુ આપ ધાવ્ય તો કોઈકજ થાય** ” એમ જાને ગાય છતાં મનમાં પ્રભુપ્રેમ આવ્યો ન હોય ઇશ્વરના ગુણુ ગાતાંગાતાં વૃત્તિઓ અર્થાકાર થઇ પ્રભુસ્વરૂપમાં તલ્લીન બની ન હોય અને મનો ભાવના ઓગળી સંસાર ભાન ભૂલી જવાયું ન હોય તો કીર્તન કરી સ્વાદરૂપ દૂધ બીજાને પાવા જેવું છે અને એવા **કીર્તનથી** કોઇ પ્રકા-રનો લાભ નથી માટે **કીર્તન** કરવું તો તેનું સ્વરૂપ સમજવું જોઇ એ. બીજું **શબ્દબ્રહ્મ**નાં બે સ્વરૂપ **વેદમાં** વર્ણવેલ છે એક ધ્વ-**ન્યાત્મક—નાદમય**—અને બીજું **વર્ણ—અક્ષરમય—કીર્તનમાં નાદ અને શબ્દ** બેઉ રહેલા છે. એટલે શબ્દ કરતાં પણુ કીર્તન ભ-ક્તિમાં **નાદ** મુખ્ય છે અને “ **નાદ એ મનનું કારણુ છે** ” કાર્ય કારણુમાં જઇને રહે એ સ્વાભાવિક નિયમ છે એટલે જ્યારે કીર્તન કરવા લાગીએ ત્યારે મન સ્થિર થાય છે અને મન સ્થિર થતાં પ્રભુ પ્રેમ પ્રકટે છે ને તે એવો બળવાન હોય છે કે સંસારની સર્વ વાતોને

ભૂલાવી દેછે "સર્વના લક્ષ્યમાંજ હશે કે **નરસિંહમહેતા** પોતાના પિતાનું શ્રાદ્ધ કરવા સારૂ બજારમાં ઘી લેવા માટે ગયા અને ત્યાં કોઈ ભકતે આગ્રહ કર્યો કે મેહેતાજી હરિકીર્તન કરો એટલે તપેલું પાસે મુકી પ્રભુ ગુણ ગાવા માંડ્યા ગાતાં ગાતાં મહેતાજી તદ્રૂપ થઇ ગયા ને પોતાના જરૂરીયાત કામને પણ ભુલી ગયા. પ્રિય ભાઇ ! જેના મનમાં પ્રભુપ્રેમનું બળ જામ્યું નથી તેને આ વાત મિથ્યા લાગશે પરંતુ જે પ્રેમના સ્વરૂપને સત્તાને સમજે છે તેને આ વાતમાં શંકા લાગશેજ નહિ" કહેવાનું તાત્પર્ય એજ છે કે કીર્તન કરવાનો અભ્યાસ પણ આ પ્રકારે વધારી આ પરિપક્વ સ્થિતિ પર્યંત લઇ જવો જોઇએ તોજ તે ફાયદો આપે છે અને વચનનો ત્રીજો ગુણ છે તેનું સ્વરૂપ સમજાય તેથી બરાબર ફાયદો—લાભ—ફળ—મળે છે. પણ—શ્રદ્ધા, ધૈર્ય ને ખંત પૂર્વક અભ્યાસ કરી "**મન કીર્તનનું ઐક્ય કરે તોજ નહિ તો નહિ**"

## મનના ચાર ગુણ.

તન અને વચનના છ ગુણો કહેવાઇ ગયા. હવે મનના ચાર ગુણનું વર્ણન કરતાં આ વિષય પણ પૂર્ણ થઇ જશે. કારણકે "**સર્વ પ્રકારમાં મન એજ મુખ્ય કારણ છે**" ને **શ્રુતિમાં** પણ સ્પષ્ટતાથી કહેવામાં આવ્યું છે કે **મન एव मनुष्याणांकारणं बंध मोक्षयोः મનુષ્યોને મન એજ બંધ—દુઃખ—અને મોક્ષ—સુખ—અખંડ સુખનું—કારણ છે**" એટલે સર્વ બાબતમાં મનની **માન્યતા—ભાવના**—એજ મુખ્ય છે એટલે મન જ્યાં સુધી એમ ભાવના બાંધી રહ્યું છે કે હું **શરીર** છું ત્યાં સુધી તેને બંધ—દુઃખ છે અને જ્યારે એ ભાવનાને ફેરવી એજ મન એમ માનવા લાગે છે કે

હું **બ્રહ્મછું** ત્યારે તેનો મોક્ષ—સુખ—થાય છે. આટલા માટેજ સર્વ રચના છે અનેક ધર્મની અનંત યુક્તિઓ છે એ મનને **હું બ્રહ્મ છું હું શરીર નહિ** એ જો દૃઢ થઇ ગયું કે **કૈવલ્ય કુંચીથી અખૂટ ખજાનાનાં દ્વાર ખુલ્લાં થયાં**—વાત કરતાં વખત ન લાગ્યો અને કોઇ વાંચીને મુખથી એમ બોલે કે હું **બ્રહ્મ છું** તો તેને પણ વખત લાગે તેમ નથી પરંતુ મનમાં જે ગુણ જોઇએ તે ગુણ ન આવ્યા હોય તો કેવળ વચન વદવાથી કશો ફાયદો થતો નથી કેમકે અજ્ઞાન કેવળ વચનમાં નથી પરંતુ "**શરીર, વચન, મનને બુદ્ધિમાં છે**" એટલે તે સર્વમાંથી જ્યારે અજ્ઞાન દૂર થાય ત્યારેજ હું **બ્રહ્મ છું** એ બોલેલું સત્ય ગણાય છે તો શરીરને વચનના ગુણ દોષ વર્ણવી તેને સરલ કરવાની વાત પ્રથમ આવી ગઇ છે તેમજ મનના દોષને તે તજવાનો ઉપાય પણ વર્ણવાઇ ગયો છે હવે માત્ર જે ગુણ વડે કરી બ્રહ્મ-પરમાત્મામાંથી જુદું—વસ્તુતઃ જુદું નથી. છતાં તેની ભાવનાથી—જે પડેલ છે તે મળી જાય એટલે "**મનમાં જગત્ ભાવના આરૂઢ થઇ છે તે વિલાય બ્રહ્મ ભાવના થાય**" એટલે **અખંડ સુખ** મળે માટે મનના ગુણોનું વર્ણન કરીએ.

(૧) **ધ્યાન**—મનનો પ્રથમ ગુણ ધ્યાન છે. એટલે શ્રી પરમાત્માનું ચિંત્વન કરવું. ધ્યાન-કરવું. ધ્યાન બે પ્રકારથી થાય છે. કોઇપણ **દેવની પ્રતિમા-મૂર્તિ**—કલ્પી તેનું ધ્યાન કરવું. ધ્યાનમાં અનેક પ્રકારના ભેદ છે તેથી ધ્યાનનો ક્રમ અહીં લખ્યો નથી. જિજ્ઞાસુએ **શ્રીસદ્ગુરુ** દ્વારા સમજી લેવો. અત્યારે કેટલાએકના મનમાં એ ભૂત ભરાઇ ગયું છે કે મૂર્તિપૂજા એ મિથ્યા છે.પણ એ તેના રહસ્યને

સમજ્યા વિનાજ ઝુમો મારે છે તેમ અત્યારે જે મૂર્ત્તિપૂજા થઈ રહેલી છે તેપણ કેવળ સ્થૂળ પ્રદેશમાં અટકેલી છે માટે તેમાં એ સુધારો થવાની જરૂર છે તેને કાઢી નાખવાની જરૂર નથી કેમકે "મૂર્તિ એ **પરામેશ્વર નથી** પણ ભાવનાને કેમ ઉચ્ચ કરવી તેની એમાં યુક્તિ છે એટલે જે મનુષ્ય તેનું પૂજન કરે છે તે બહારથી મૂર્તિ પુજતો હોય એમ દેખાય છે છતાં તે ખરી રીતે ભાવનાને પૂજે છે. અને જો એકાગ્રતાથી તેનું પૂજન કરતો હોય છે તો અંતમાં તેજ ભાવના અચાનક તેના અંતરમાં સ્ફુરે છે ને તેના આધારે તે પૂજકની ભાવના પણ દિવ્ય થાય છે. એ વાત નિર્વિવાદ છે છતાં જેના મગજમાં વાડાનો પવન ભરાયો હોય તે ભલે વિવાદ કર્યો કરે એનો અંત આવવાનો નથી. માટે બાહ્ય મૂર્તિમાં ધ્યાન કરવું એ પણ ઉત્તમ છે. આપણા **સનાતનધર્મમાં** અનેક આકારની મૂર્તિઓ છે તે દરેકમાં જુદી જુદી ભાવનાઓ છે. તે સઘળાનું વર્ણન કરવા જઇએ તો ગ્રંથ વધી જાય માટે માટે વધારે નહિ પણ જિજ્ઞાસુના સમાધાનની ખાતર એકાદ પ્રતિમાનું અત્ર ટુંક વર્ણન કરીએ–"**દક્ષિણા મૂર્તિમાં રહેલી ભાવના**" દક્ષિણા મૂર્તિનું સ્થૂળ સ્વરૂપ એવું છે કે એક વટના વૃક્ષ નીચે ધ્યાનસ્થ ભદ્રામુદ્રાકરી મહાદેવ પુરૂષાકારે બેઠા છે તેમાં **ભાવના** એ છે કે વટ છે તે જગત્ છે અને તે વિશાળ છતાં એક સૂક્ષ્મ બીજમાં રહે છે તેમાં અજ્ઞાન અવસ્થામાં ભાસતું જગત્ જે વિશાળ છે તેપણ અવ્યકત માયામાં રહે છે ને વટના મૂળમાં જેમ દક્ષિણા મૂર્તિ સ્થિત છે તેમ જગતના મૂળમાં પરમાત્મા સ્થિત છે તેમણે ભદ્રામુદ્રા કરી છે. તેનો ભાવ એ છે કે પુરૂષને પ્રકૃતિ બે છતાં એક છે એ વાત અંગુષ્ટ ને તર્જની મેળવીને બતાવી છે ને બાકી

મધ્યમા, અનામિકા ને કનિષ્ઠિકા, એ ત્રણ આંગળીઓ તે ત્રણ ગુણ જુદા. જે પ્રભુ ગુણથી રહિત નિર્ગુણ છે. કારણ ગુણ એટલે વૃદ્ધિ તો પૂર્ણ હોય તેને વધવાનું ક્યાં. ? માટે ગુણ જુદા છે. દક્ષિણામૂર્તિનું પૂજન કરનાર જ્યારે આ ભાવના સમજે છે ત્યારે તે આગળ વધી શકે છે તે ક્રમ જાણી જોઇને અત્રે લખ્યો નથી.

બાહ્ય ધ્યાનનું આટલું વર્ણન કરી હવે આંતર ધ્યાન સંબંધે લખીએ. જેની બુદ્ધિ સંસ્કાર વાળી થઇ છે. સદ્ગુણોના પાલન પૂર્વક મનના સ્વરૂપનો અભ્યાસ કરી જેની વૃત્તિમાં એકાગ્ર થવાનું બળ આવ્યું છે તેણે આંતર ધ્યાન કરવું ને ચિત્તને તેમાં જોડવું. અંતરમાં ધ્યાન કરવાનું સર્વોત્કૃષ્ટ સાધન પ્રણવ-ૐ-છે એનો જીભ વડે કરીને ઉચ્ચાર કરવો ને ગુરૂદ્વારા તેનું સ્વરૂપ સમજવું એ "ૐ કારની સાડાત્રણ માત્રા છે" (૧) અકાર (૨) ઉકાર (૩) મકાર ને અર્ધમાત્રા એમ સાડાત્રણ માત્રા છે તેમાં અર્ધમાત્રામાં બે ભેદ છે (૧) નાદ (૨) બિન્દુ. એ બેઉ કારણ રૂપ છે. તેમાં **બિંદુનું સ્થાન નાભિ છે, નાદનું સ્થાન હૃદય છે, ઉકારનું સ્થાન કંઠ છે, ને મકારનું સ્થાન મુખ છે.** તેમાં નાદ ને બિંદુ એ કારણ છે ને અકાર ઉ કાર ને મ કાર એ કાર્ય છે તો કાર્યનો કારણમાં લય કરીને કારણમાં મનને લગાવવું. હવે કારણનું ધ્યાન કેમ કરવું તે કહેવામાં આવે છે. ૐ એ શુદ્ધ સ્વરૂપ છે [૧]હૃદયમાં તેની પ્રથમ કલ્પના કરવી ને પછી તે આકાર ઉપર ચિત્તને ઠરાવવા માંડવું અને ધીમે ધીમે વૃત્તિઓ એકાગ્ર કરવી એ બળ જામતાં આગળ

૧ કોઇ નાભિમાં, મુર્ધામાં કે ત્રિકુટીમાં પણ ધ્યાન કરે છે તે પ્રકૃતિ પ્રમાણે છે.

કેવા ક્રમથી વધવું એ વાત ગુરૂગમ્ય છે પણ કોઇ આટલે સુધી અભ્યાસ કરતો આવે તો આગળ કેમ વધવું એ તેને જરૂર સમજાય છે એટલે તે આગળ વધી શકે છે અને ધ્યાન દૃઢ થાય છે આ મનનો પ્રથમ ગુણ છે પણ તેમાં સાવધાનતા ન હોય તો ચાર દોષ આવે છે.

## ધ્યાનમાં થતાં ચાર વિઘ્ન ને તેની નિવૃત્તિ.

ધ્યાન કરવામાં પ્રવત્ત થનાર મનુષ્ય પ્રથમ બાહ્ય ભાવનામાં પડાએલો ને તેનોજ અભ્યાસી હોવાથી તે ભાવના ધ્યાનમાં વિઘ્ન બને છે તે ચાર પ્રકારે નડે છે તેનાં સ્વરૂપ (૧) ચિંતવન, (૨) જડતા, (૩) ધાવન, (૪) અહંકાર, એ ચાર છે તેમાં અનેક પ્રકારથી થઇ ગયેલ ને થનાર સુખ, દુઃખ, લાભને હાનિ તેના વિચારમાં મન લાગી જાય અને ધ્યાન ન કરે તે ચિંતવન નામે વિઘ્ન છે. ધ્યાન કરતાં તેને ભુલી જાય અંતરમાં ન રહે ને બહાર પણ ન જાય પરંતુ નિદ્રામાં પડવા લાગે તે જડતા નામે વિઘ્ન છે. ધ્યાનનો ત્યાગ કરી અનેક પ્રકારના રૂપમાં મન બહાર ભટકવા લાગે તે ધાવન નામે વિઘ્ન છે. આત્માનું ધ્યાન કરતી વખત મન પોતાને જુદું માને અને આત્માને જુદો ગણે એ અહંકાર નામે વિઘ્ન છે. ધ્યાન કરનાર ચાર વિઘ્નને દૂર કરે નહિ તો ધ્યાન થતું નથી અને મનોભાવ બદલવાનું જે મુખ્ય કર્ત્તવ્ય તે બાજુપર રહી જાય છે માટે વિચારવાને ધ્યાનમાં વિઘ્નરૂપ બતાવેલ ઉપરની ચારે બાબતો બરાબર સમજી તેને લક્ષ્યમાં લઇ દૂર કરવી. તેને કેમ હઠાવવી એ ક્રમશઃ આગળ કહેવામાં આવે છે.

ચિંતવન વિઘ્ન દૂર કરવા માટે પરમાત્માનું જે નામ તે ઉત્તમો-

તેમ છે. મન જ્યારે ચિંતવન–બહારનું ચિંતવન–કરવા લાગે ત્યારે તેને પ્રથમ સમજાવવું કે આ જગતનું તંત્ર પ્રભુના હાથમાંછે એટલે સુખને આપવા ને દુ:ખને ટાળવા તેજ સમર્થ છે માટે તેજ પરમાત્માનું ધ્યાન કર તેવું કહી અર્થાકાર વૃત્તિકરી પ્રેમસહિત પરમાત્માનું પ્રથમથી નિશ્ચય કરેલ કોઇપણ નામ જપવા માંડવું એટલે **ચિંતવન**[1] **વિઘ્ન** દૂર થશે.

મન જ્યારે ધ્યાન છોડી નિદ્રામાં પડવા લાગે ત્યારે દીર્ઘશ્વાસ લેવા અને પ્રાણવાયુને રોકી બાહ્ય કુંભક કરવો એટલે **જડતા** જતી રહશે.

મન જ્યારે અનેક રૂપનું ચિંતવન કરી દોડવા લાગે ત્યારે વિચાર કરવો કે સર્વ પ્રાણીનાં શરીર પંચભૂતનાં બનેલાં છે અને અંતરાત્મા સર્વનો એક સરખો છે. આત્મા વિનાનાં શરીર પ્રેતરૂપ ભયંકર છે ને આત્મા વડે તેની દિવ્યતા દેખાય છે તે તો તારી પાસેજ છે ને સર્વત્ર પણ તેજ છે. જો તું તારી દોડ બંધ કરીને ઠરે તો જે સુંદરતાતને સારી લાગે છે તે રૂપજ તું છે આમ વિચાર કરતાં **ધાવનવિઘ્ન વિરમે છે.**

અહંકારથી મન જ્યારે પ્રથક્ રહે ત્યારે વિચારવું એ કે વસ્તુત: ૐ કારનું શુદ્ધ ચેતનસ્વરૂપ સર્વત્ર ધન ભરેલ છે એમાં પ્રથકતા કાંઇપણ નથી તેનાથી જે કલ્પના થાય છે તે સર્વનો એજ

૧ મનને સમજાવવા જે યુક્તિ કહી છે તે એમ નથી સમજવાનું કે એક વખત કહીએ ને મન માની જાય. તેને તો હું જ કરૂં છું એ અભ્યાસ પડી ગયો છે તે ધીમે ધીમે શ્રમ કરવાથી જ છૂટે છે. આ તો દિશા માત્ર છે.

સાક્ષી છે ને તે પોતે નિરાલમ્બ ને એકજ છે એટલે તેમાં બીજું છે જ નહિ છતાં ભૂલથી જે મનાય છે તે ભ્રાંતિરૂપ હોવાથી મિથ્યા છે આમ વારંવાર વિચાર કરવાથી **અહંકાર ગળી જાય** છે.

ઉપર બતાવેલ યુક્તિથી ચાર વિઘ્ન અભ્યાસપૂર્વક દૂર થાય છે ને ચાર વિઘ્ન નાશ થતાં ધ્યાન બરાબર થવા લાગે છે ધ્યાનની દૃઢતા થતાંજ મનની ભાવનાઓ જે સ્થૂળ રૂપ છે તે ઘસાવા લાગે છે અને ઘસાતાં ઘસાતાં અંતમાં ગળી જાય છે ત્યારે **મનનો પ્રથમ ગુણ ધ્યાન સિદ્ધ થાય છે.**

મનનો બીજો ગુણ **સમાધિ** છે તેમાં બે પ્રકાર છે (૧) **સવિકલ્પસમાધિ** (૨) **નિર્વિકલ્પસમાધિ.** સવિકલ્પસમાધિ વિના નિર્વિકલ્પસમાધિમાં જવાતું નથી માટે પ્રથમ સવિકલ્પસમાધિનું વર્ણન કરીએ. સવિકલ્પસમાધિમાં ત્રીપુટી, ધ્યાતા, ધ્યાન ને ધ્યેય રહે છે. નિર્ગુણ પરમાત્માજ ૐ સાકાર સ્વરૂપે થયેલ છે. તેમાં અન્ય સર્વ વાતને વિસારી વારંવાર મનને લગાવે ને તેનું ધ્યાન કરે અને તેમ કરતાં જ્યારે બુદ્ધિમાં પ્રણવનું સ્વરૂપ ઠરી જાય અને અન્ય નામરૂપનું ભાન ન રહે ત્યારે **સવિકલ્પસમાધિ** કહેવાય છે તે વખત મનને આલંબન રૂપે બતાવેલ જે પ્રણવ તેમાં મનઠરી જાય છે. ત્યાર પછી **નિર્વિકલ્પસમાધિ** આવે છે. **તેનું વર્ણન કરવું કઠિણ છે ને તેને સમજવું એ કઠિણ કામ છે.** કેમ કે શુદ્ધ નિરાકાર આત્મા જે શાન્ત ને નિર્મલ આનંદઘન છે. જે જે સર્વની અપેક્ષાએ સાક્ષી કહેવાય છે સર્વ જાણનાર છે તેના વિના બીજું કાંઇ નથી જે અવલંબન રહિત છે તે નિરાલમ્બમાં બુદ્ધિ લીન થવા લાગે છે. તેજ જ્ઞેય જાણવા યોગ્ય છે તે ચિત્તરૂપમાં જ્યારે

ચિત્ત મળી જાય છે ત્યારે સર્વ વિકાર પણ નષ્ટ થાય છે અને પછી જોવાનું સાંભળવાનું એ સર્વ અટકી જાય છે. તેનું નામ નિર્વિકલ્પ સમાધિ કહેવાય છે એ મનનો બીજો ગુણ છે અને તે પૂર્ણ થતાં સર્વ પ્રકારનાં દુઃખ મટી જાયછે કેવળ આનંદસમુદ્ર ઉભરાવા લાગે છે. ને કોઈ પણ પ્રકારનો સંશય ઉઠતો નથી માયા પણ વિલાય જાય છે તે વખતનું જે સુખ ને આનંદ તેનું વર્ણન વેદ પણ કરતા નથી તો અત્રે શી રીતે કરીએ જે સમય આ પડદો ઉઘડે છે ત્યારે **એક અદ્‌ભુત ચમત્કાર** થાય છે તે એજ કે આ સુખ પ્રાપ્ત કરવાને લીધેલ. "**કૈવલ્ય કુંચી**." તેની પ્રાપ્તિ કરવા માટે **પ્રથમ શ્રી ગુરૂ એ આપેલ કુંચી, શ્રીગુરૂ**, પ્રયાસ કરી મેળવેલ **મલહર બુદ્ધિ, રત્ન, મિત્ર** ને સર્વ **પ્રકારના સુખને સોંપનાર અમોઘ શાસ્ત્ર** ને તે સર્વ વડે **ખરા ખજાનાને ખોલનાર** એ સર્વ વિલાય કેવળ **એક અભેદ જ્ઞાનમય–સુખમય શાન્ત. મુક્ત શુદ્ધ, બુદ્ધ. કેવળ પરમાત્મતત્ત્વજ વિલસી રહે છે ને માત્ર એકજ ધ્વનિ સર્વત્ર છાય રહે છે કે** ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ૐ ૐ ૐ ૐ ૐ

મનનો ત્રીજો ગુણ **બ્રહ્મદૃષ્ટિ** છે. જ્યારે નિર્વિકલ્પસમાધિ સિદ્ધ થાય છે ત્યારે જગતનો અભાવ થઇ જાય છે અને અત્યંત નિર્મલ શુદ્ધ બ્રહ્મસ્વરૂપજ ભાસે છે અને તેજ પરીપૂર્ણ છે જેમ આકાશમાં હતું ત્યારે પાણી, વરસાદ સ્વરૂપે પડવા લાગ્યું ત્યારે બિંદુ રૂપ પણ પાણી અને અંતમાં પુનઃ એકત્ર થયું તે પાણી તેજ પ્રકાર જગત્‌માં બિંદુરૂપ પણ પરમાત્મા ને આદિ અંત પણ તેજ એમ એક રસ અખંડ ભાસે છે. જગતનો અભાવ તેનો અર્થ કોઇ કોઈ

એમ સમજી જાય છે કે જ્ઞાન થાય ત્યારે જેમ સ્વપ્નમાંથી જાગતાં સ્વપ્ન પદાર્થ ઉડી જાય છે એટલે દેખાતા નથી તેવો જ્ઞાનીને પણ અભાવ થઇ જતો હશે. પણ તેમ નથી પરંતુ જ્યારે નિર્વિકલ્પ સમાધિમાં જ્ઞાની સ્થિત હોય છે ત્યારે જેમ જાગ્યા પછી સ્વપ્ન પદાર્થ દેખાતા નથી તેમ સર્વ પદાર્થનો અભાવ હોય છે પણ જ્યારે ઉત્થાનમાં હોય છે. ત્યારે તો જગતના સર્વ પદાર્થ જેમ બીજાને દેખાય છે તેમ તેને પણ જણાય છે પરંતુ તે સર્વને તે મૃગતૃષ્ણાના જળ સમાન સમજે છે. એટલે મૃગજળ જેમ પ્રતિતીમાત્રજ છે વસ્તુતઃ છેજ નહિ તેમ જ્ઞાની પુરૂષ પણ સર્વ દેખાવને આત્માનો ચમકારો માત્ર સમજે છે વસ્તુતઃ તે નથીજ પણ કેવળ પરમાત્માજ છે એવી તેની દૃષ્ટિ હોય છે અને તે કદિ પણ અટકતી નથી. વળી તે વિચારે છે કે જેમ છીપમાં રૂપું નથીજ છતાં દેખાય છે પણ જો છીપનો પાછલો ભાગ જોઇએ. તો તે રૂપું નથી એમ તુર્ત સમજાય છે તેમ પરમાત્મામાં જગત્ નથી છતાં દેખાય છે પણ તેનું મૂળ અજ્ઞાન કલ્પના જે કાળી બાજુ છે તે જોતાંજ સ્પષ્ટ સમજાય છે ને કલ્પના મિથ્યા છે એટલે પરમાત્મામાં જગત્ છેજ નહિ પણ કેવળ બ્રહ્મ તત્ત્વ-વિલસી રહ્યું છે. અને જે કાંઇ દેખાય છે તે તેજ છે આ સ્થળ ઉપર રહીનેજ નરસિંહ મહેતાએ ગાયું છે કે "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે." જેમ નાટકમાં નાટક કરનાર પણ માણસ ને જોનાર પણ માણસોજ છે, માણસોજ માણસ પાસે નાચી રહેલ છે બીજું કાંઈ નથી તેમ આત્માજ વિલસી રહેલ છે અન્ય કાંઇ નથી આ માનસદૃષ્ટિ જેમ જેમ વધારે સ્થિર થતી જાય છે તેમ તેમ સર્વત્ર તેજ દેખાવા લાગે છે, વ્યવહારમાં અનેક પ્રકારના ભેદ થાય

છતાં તેને તો સર્વત્ર અભેદજ ભાસે છે તેની નજર એટલી તો ઉન્નત બને છે કે તે બ્રાહ્મણ, ચાંડાલ, ગાય, ને હાથી સર્વમાં એકજ આત્માને જુએ છે ને અંતમાં એ દૃષ્ટિ એવી તો વિસ્તૃત બને છે કે સર્વની બહાર ને અંતર એકજ પરમાત્મતત્ત્વ છે. એટલે **यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः** જ્યાં મન જાય ત્યાં **પરમાત્માજ** જુએ છે ગમે તેવા પ્રસંગમાં તે સ્થિત હોય બીજાની નજરથી ગમે તેમ દેખાતું હોય અને સર્વ તેને ગમે તે પ્રકારે કહે પરંતુ તેની નજરમાં **બ્રહ્મ-પરમાત્મા આત્મા-સુખ**-સિવાય કાંઇ આવતું નથી જેમ સમુદ્રમાં ડૂબી જનારને પાણી સિવાય કાંઇ દેખાતું નથી તેમ જેના મનમાં **બ્રહ્મભાવના** પકવ થઇ ગઇ છે તેને **પરમાત્મા** સિવાય અન્ય કાંઇ દેખાતું નથી એતો એજ આનંદમાં મસ્ત રહે છે આવી દશા મનથી થાય એ મનનો ત્રીજો ગુણ છે ને આવી સ્થિતિવાળો પુરૂષ **જીવન્મુકત** કહેવાય છે.

મનનો ચોથો ગુણ **દેહાતીત** છે આ મનની છેલ્લી અવસ્થા છે જ્ઞાનવાન પુરૂષ પોતાને આત્મા જાણે છે એટલે હું દેહ છું એવું સ્ફુરણ તેને કદાપિ પણ થતું નથી અને તેના મનમાં દેહ છે કે નહિ એ પણ ભાન હોતું નથી કેમકે દેહનું સ્વરૂપ એ છે કે જેમ ખાંડના શ્રીફળમાં ઉપરનાં છોતરાં પણ ખાંડ, અંદરની કાચલી પણ ખાંડ, ને કોપરૂ પણ ખાંડ, એટલે ખાંડના શ્રીફળમાંથી છોડાં, કાચલી, બાદ કરવા જેવાં નથી પણ ખાંડજ છે બીજું કાંઇ નથી શ્રીફળ એ ખાંડનુંજ નામ પાડયું છે તેમ શરીરમાં પણ ત્રણ ભેદ છે. **સ્થૂળ, સૂક્ષ્મ** ને **કારણ,** તેમાં **સ્થૂળ** એ પંચ મહાભૂતનું કાર્ય છે પંચ મહાભૂતનું મૂળ **અવ્યક્ત માયા** છે ને તે માયા

પરમાત્મરૂપ છે તેનાથી ભિન્ન નથી તેજ પ્રકારે સૂક્ષ્મશરીર વાસનામય છે અને તે પણ અવિદ્યાનું કાર્ય અવિદ્યા માયાનું સ્વરૂપ છે એટલે માયા પુનઃ પરમાત્મરૂપ હોવાથી તે પણ તેમાંજ વિરમે તેજ પ્રમાણે કારણ એટલે અજ્ઞાન તે જ્ઞાનને આશ્રે રહે છે પણ જ્ઞાનથી પ્રથક નથી એટલે પરમાત્મ સ્વરૂપ છે એમ સંપૂર્ણ પીંડ પરમાત્મ સ્વરૂપ છે એટલે પીંડ મળી થયેલું બ્રહ્માંડ પણ પરમાત્મ સ્વરૂપ છે એ વિના અન્ય કાંઇ છેજ નહિ આ વિચાર સમજી મન આમાંજ વિરમવા લાગે છે ને એમ કરતાં કરતાં " જેમ લવણના પૂતળી સાગરનો પાર લેવા અંદર મુકવામાં આવે એટલે જ્યાં પર્યંત તેનો આકાર હોય ત્યાં સુધી તો સાગરમાં ચાલે છે ઉંડી ઉતરે છે અને સાગરમાં આટલે સુધી આવી એમ ભાન થાય છે પરંતુ જેમ સાગરમાં તે વધારે વખત રહે છે તેમ સાગરના જળ સંસર્ગથી તે ધીમે ધીમે ગળવા લાગે છે. ને અંતમાં ગળી જતાં પોતે જે સાગરથી, જુદા સ્વરૂપે હતી તે સાગર રૂપ બની ગઇને સાગરનો પાર તો ન આવ્યો પણ લવણ પૂતળી પોતેજ અપારથઇ ગઇ " !! તેમ મનમાં પણ અમુક આકારવાન હું છું એવી ભાવના હોય છે અને તેથી તે તે સ્વરૂપે પરમાત્મ સમુદ્ર અપારને આનંદથી પૂર્ણ છે તેનો પાર પામવા તેમાં ઉતરવા માંડે છે અને મન મૂળ પરમાત્મસ્વરૂપ હોવાથી જેમ જેમ તેમાં ઉતરે છે તેમ તેમ તેનો પ્રથક્ આકાર ગળવા લાગે છે અને અંતમાં પૂર્ણરૂપ પરમાત્મામાં મળી વસ્તુતઃ પોતે પૂર્ણ છતાં જે અપૂર્ણ ભાવના બાંધી હતી તે પૂર્ણ થઇ જાય છે અને **એકરૂપ અખંડઆનંદઘન** છાઇ રહે છે એટલે પરમાત્મ સ્વરૂપ બની જાય છે પછી કોણ જ-વાબ આપવા આવે કે પરમાત્મ સ્વરૂપ આવું છે ? ને તે પરમાત્મરૂપ

અનતાં એકજ રહ્યો બીજું તેને દેખાતું પણ નથી તો પછી કહેવાનું પણ કોને એટલે અંતમાં કેવળ મૌન અને **આનંદ! આનંદ!! આનંદ!!! અખંડાનંદ!!! પરમાનંદ!!! બ્રહ્માનંદ!!! પૂર્ણાનંદ!!!** ૐ ~~સબ~~ **બ્રહ્મ** ૐ ૐ ૐ ૐ ૐ ૐ ૐ

## उपसंहार.

**भेदाभेदौ सपदि गलितौ पुण्य पापेविशीर्णे**
**माया मोहौक्षयमुपगतौ नष्टसंदेहवृत्तेः**
**शब्दातीतंत्रिगुण रहितं प्राप्य तत्त्वाव बोधं**
**निस्त्रैगुण्ये पथि विचरतः कोविधिः कोनिषेधः**

**ભા૦**—વેદથી અગોચર, સત્વ, રજ ને તમ એ ત્રણ ગુણોથી રહિત, એવા-**બ્રહ્મતત્વનું** જ્ઞાન થાય પછી જીવની સંદેહ વૃત્તિ નાશ થઇ જાય છે, ભેદ તથા અભેદ ભાવ તુરત ગળી જાય છે, પુણ્ય અને પાપ નાશ પામે છે તથા માયા અને મોહ પણ નાશ પામે છે. એવા સત્ત્વાદિ ત્રણ ગુણ રહિત **પ્રેમમૂર્તિ-બ્રહ્મમાં**-વિહાર કરનારા જીવાત્માને કયો વિધિ અને કયો નિષેધ લાગુ પડે છે ??

પ્રિય વાંચક !! મનના જે ચાર ગુણનું વર્ણન કરવામાં આવ્યું છે તે ગુણ જેણે પોતાના મનમાં ભરી દીધા તે પુરૂષ સર્વત્ર પોતાનેજ જુએ છે એ સિવાય અન્ય કશુ તેને દેખાતુંજ નથી ત્યાર પછી તે પુરૂષ **નિરંકુશ**-સ્વતંત્ર-બને છે એને કોઇપણ પ્રકારનો વિધિ અથવા નિષેધ લાગુ પડતો નથી તે પુરૂષ જીવતાંજ મુક્ત છે અને તેજ સર્વનો પરમેશ્વર છે. ઉચ્ચને ઊગ્રપદે તે રાજતો હોવાથી પરમ પ્રેમરૂપ છે આ પદની સર્વને ઇચ્છા છે. ને તેને જ્યારે પ્રાપ્ત કરે

છે. ત્યારપછી કંઈ રહેતું નથી એ નિર્વિવાદ છે. "પરંતુ કેટલાએક અપૂર્ણ પુરૂષો ઉપરના શ્લોકનો ભાવ સમજ્યા વિના પોતેજ લઈ પડે છે કે અમે મુક્ત છીએ એટલે અમારે કંઇપણ વિધિ નિષેધનથી. પરંતુ [1]મુક્ત છીએ એ કહેવું જેટલું સુલ્લભ છે તેટલુંજ પ્રાપ્ત કરવું કઠિણ છે ને તેટલા માટે શ્રીકૃષ્ણ પોતેજ કહે છે કે મનુષ્યાણાં. સહસ્ત્રાવધિ માણસોમાંથી કોઇ એકજ મારી સિદ્ધિ પ્રાપ્ત કરવા મહેનત કરે છે ને તેવા હજારો પ્રયત્ન કરનારાઓમાંથી કોઇ એકાદોજ મને તત્વથી જાણે છે. એટલે સિદ્ધ થાય છે કે એ કામ કઠિણ છે છતાં ન બનીશકે તેવું તો નથીજ એ પ્રયત્નનું સ્વરૂપ ઉપર આવી ગયું છે.

સદ્ગુરૂ આજ્ઞાથી પ્રયત્ન કરનાર શિષ્યે પોતાના મિત્રની પાસેથી શાસ્ત્ર લઇને વાંચ્યું તેજ વખત તેનાં અજ્ઞાન પડળ ખસી ગયાં અને પોતાનું બગડી ગયેલું મન મંદિર કેમ સુધારવું એ તેને તેની દિવ્ય દૃષ્ટિમાં હસ્તામળકવત્ દેખાવા લાગ્યું અને પોતાનું કાર્ય સુધારવામાં અગર કૈવલ્યકુંચી પ્રાપ્ત કરવામાં જે ખર્ચ લાગે તે એટલે અહંતા, મમતાના ત્યાગપૂર્વક પરમાત્માપર પૂર્ણ પ્રેમરૂપ કિંમત આપવા તત્પર થયો. તે વખત તેણે પોતાના મિત્રઇશ્વર- ને કહ્યું કે આપે મારે માટે આ શાસ્ત્ર લખી મારાપર અનહદ ઉપકાર કર્યો છે તો હવે તે પ્રકારે આજથીજ હું કાર્ય કરવાનો આરંભ કરૂં છું તો તેમાં હજુ મને કાંઇ સૂચના કરવી હોય તો કરો.

---

૧. જે એમ કહેછે કે અમે મુક્ત છીએ તેને શ્રુતિ જવાબ આપેછે કે मंतव्यं न वेदसः અર્થાત્ જે એમ માનેછે કે મેં જાણ્યું તેણે જાણ્યું જ નથી ને જાણ્યા પછી કહેવાતું નથી.

**જીવનાં** આવાં પ્રકારનાં વચનો શ્રવણ કરી **મિત્રરૂપઇશ્વર** કહેવા લાગ્યા કે—

**दैवी ह्येषागुणमयी मम माया दुरत्यया।**
**मामेव ये प्रपद्यंते माया मेतांतरांतिते ॥**

" એ અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક મારી માયા–વિલક્ષણ શક્તિ બહુ દુસ્તર છે; પણ જેઓ મને અન્યન્ય ભાવે ભજે છે તેઓ તે માયાને તરી જાયછે. " તો તે પ્રમાણે તું મારે શરણ થયેલ છે માટે કોઇ પણ પ્રકારનો ભય રાખ્યા વિના મારી સહાયતાથી આ દિવ્ય માયાને તું તરી જા. પરંતુ એટલું યાદ રાખજે કે " બ્રહ્મભાવના વૃત્તિમાં ભરાણી ન હોય ત્યાં પર્યંત વાણીના વિલાસમાં તું અટકી પડીશ માં. ધૈર્યપૂર્વક મારામાંજ મન રાખીને જગદ્ભાવમાં ભ'ગી ગયેલ વૃત્તિઓને જુદી પાડીને તે સર્વમાં બ્રહ્મભાવના ભરી દેજે. બ્રહ્મજ્ઞાન વાતોમાં નહિ પણ વૃત્તિમાં જોઇએ " વૃત્તિ બ્રહ્માકાર ન હોય ને વાતો કરતાં આવડતી હોય તો

**कुशलाब्रह्मवार्तायां, वृत्तिहीनाः सुरागिणः।**
**तेप्यज्ञानतयानूनं पुनरायांति यांतिच ॥**

" જેઓ બ્રહ્મની વાતો કરવામાં કુશળ છતાં તેવી વૃત્તિ રાખી શકતા નથી ને વિરાગહીન એટલે વિષયોમાં પ્રીતિવાળા હોય છે તેઓ તેવી અજ્ઞાનતાને લીધે આગળ જઇ જઇને પાછા આવે છે અ-ર્થાત્ અવતરે છે ને મરે છે. " માટે વૃત્તિમાં ભાવના બરાબર ભરજે. અને વૃત્તિઓજ તદ્રુપ કરવાની છે કાંઇ શરીર ગાળી દેવાનું નથી.

મણુ મન ગાળવાનું છે આટલું લક્ષ્યમાં રાખી તારૂં કામ કર અને ફતેહ પામ. અસ્તુ. ૐ.

પ્રથમથી જેણે વિનયભાવથી **ગુરૂપ્રસાદ** પ્રાપ્ત કર્યો હતો અને તેનાજ પ્રભાવથી **ઈશ્વરપ્રસાદ** મેળવ્યો તેને હવે **વેદપ્રસાદ-જ્ઞાનપ્રસાદ** પ્રાપ્ત કરવામાં વિલંબ લાગવાનોજ નથી. પરંતુ આ સર્વ પરિણામનું મૂળ **અંતઃકરણપ્રસાદ** છે કેમકે સતમાર્ગમાં ચાલવાના વિચાર સર્વની અગાઉ મનમાંજ પ્રકટે છે, એટલે જો તેને સુવિચારથી પોષવામાં આવે તો પછી પાયો મજબુત થતાં ઉપરનું કાર્ય સારૂં ને ટકી શકે તેવું થાય છે તે પ્રમાણે ચારે **પ્રસાદમાંથી** ત્રણ પ્રસાદ જેણે પ્રાપ્ત કર્યાં છે તેવો **અધિકારી** પોતાના **મિત્ર ઇશ્વર**ની સૂચના સમજી પોતાનું કાર્ય પરમ પ્રેમથી કરવા લાગ્યો ને અમુક મુદતમાં તેનો અભ્યાસ પૂર્ણ થતાં પોતાના અમર આત્માના પ્રેમાર્ણવને કિનારે જઇ પહોંચ્યો ને તેમાં પડતાં પડતાં બોલવા લાગ્યો કે—

**यदानन्दलेशैः समानन्दिविश्वं, यदाभातिसत्त्वेतदाभातिसर्वम् ।**
**यदालोचनेहेयमन्यत्समस्तं, परंब्रह्म नित्यंतदेवाहमस्मि ॥**

"જેના આનંદ લેશથી આ વિશ્વ સંપૂર્ણ આનંદમય છે જેના સત્ત્વભાવમાં સર્વનો ભાસ છે, જેના આલોચન પછી બીજા સમસ્ત હેય છે તેજ નિત્ય પરબ્રહ્મ હું છું." આમ ઉચ્ચાર કરી તે આનંદ સમુદ્રમાં કૂદી પડયો અને પડતાંજ તેની પ્રથકૃતા વિશીર્ણ ભાવને પામી ગઇ અને જેને સૂર્ય, ચંદ્ર, કે અગ્નિ પ્રકાશતાં નથી, જ્યાં ગયાપછી પુનઃ આવવાનું રહેતું નથી એવા પરમપદમાં પૂર્ણ વ્યાપી ગયો. અને અભેદતત્ત્વ વિલસી રહ્યું. પછી. **तत्रको मोहः कः शोक एकत्व**

मनुपश्यतः ॥ "જ્યાં એકત્વનો અનુભવ થયો ત્યાં મોહ શેનો અને કોને ! તેમજ શોક પણ શેનો. અને કોને ! ! અને જ્યારે તે ઉભય નહિ એટલે અવશેષ રહ્યો આનંદ ! !! તેજ આનંદસ્વરૂપ પરમાત્માનો આ સમગ્ર જગત્ વિલાસ છે, એટલે આનંદરૂપ છે, એ અખંડાનંદની અખંડ લહેરમાં અખંડ વિરમાય છે. ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ: "આનંદનો જય જયકાર છે"! ! !

ॐ



ॐ

## सच्चिदानन्दमूर्त्तये नमः

# आरति.

જય જય સદ્‌ગુરૂદેવ પ્રણુવસ્વરુપ મૂર્તિ ગુરૂ (૨)
નિત્ય નિરાંજન કરીને (૨) નીરખું શ્રીમૂર્તિ. જય જય૦ ૧

રવિસમ શુદ્ધ સ્વરૂપ, હ્રદય વિષે રાજે ગુરૂ (૨)
બ્રહ્માનંદ ભરપુર (૨) દશ દિશમાં ગાજે. જય જય૦ ૨

સોમ સમા છો શાન્ત અમૃતથી ભરિયા ગુરૂ (૨)
શરણુ તણે પરતાપ (૨) બહુ જીવ ઉદ્ધરિયા. જય જય૦ ૩

મંગળમૂર્તિ મૂળ, છો મંગળકારી ગુરૂ (૨)
કથતાં આપ સ્વરૂપ (૨) વેદ ગયા હારી. જય જય૦ ૪

બુદ્ધિતણા દાતાર સદ્‌ગુરૂ શ્રીપોતે ગુરૂ (૨)
સાક્ષી ચૈતન એક (૨) નિર્ગુણુ છો જ્યોતે. જય જય૦ ૫

ગુરૂ ગંભીર ગુણુવંત ત્રિગુણાતીત સ્વામિ ગુરૂ (૨)
પૂર્ણાનંદ પરમેશ (૨) છો અંતરયામિ. જય જય૦ ૬

શુક્ર થકી ભરપૂર પ્રભુતાથી પૂરા ગુરૂ (૨)
જન્મમરણુ જગદીશ (૨) કીધા છે ચૂરા. જય જય૦ ૭

શનિ પરમપદ યોગ અવિચળ એ આપો ગુરૂ (૨)
મુક્તસ્વરૂપ મુકુંદ (૨) સ્થિર જનને સ્થાપો. જય જય૦ ૮

॥ ॐ ॥

ॐ

अखंडानंदायनमः

# લેખક તરફથી પ્રસિધ્ધ થયેલાં પુસ્તકો.

**श्री तत्त्वादर्श** ( આત્મપુરાણનો ટુંકસાર )
**नवावर्षनुं बजेट** ( ધર્મ, અર્થ, કામ, ને મોક્ષનું વિવેચન )
**श्री वेदान्तसार** ( મૂળ સાથે ગુજરાતી અનુવાદ )
**श्री कैवल्यकुंची** ( અભેદ માર્ગનો ભોમિયો )

ઉપરના પુસ્તકો જ્યાં સુધી શીલિકમાં હશે ત્યાં પર્યંત દરેક પુસ્તકને માટે અર્ધાઆનાની ટીકીટ મોકલી આપતાં યોગ્યાધિકારીને મોકલી આપવામાં આવશે.

**સૂચના**—અમુક પુસ્તક વગર કિંમતે મળે છે એમ વાંચતાં સર્વના મનમાં એમ ઇચ્છા થાય છે કે ત્યારે લાવોની મગાવીએ ! આમ ઇચ્છા થવી એ શુભેચ્છા છે અને ઉત્તમ છે પરંતુ તેના કરતાં એ કોઇ ઉપયોગી ગ્રંથ પડી રહ્યો હોય તો તેને છપાવી પ્રસિદ્ધ કરવાની જીજ્ઞાસા કોઇ ઉદાર (**उदारस्यतृणंचित्तं**) પુરૂષના હૃદયમાં થાય ને તે જો પત્રદ્વારા જણાવવામાં આવશે તો કયા ગ્રંથો છપાવવાના છે તેનાં નામ લખી જણાવવામાં આવશે અને કદાપિ તેમને જોવા ઇચ્છા હશે તો તેનો પણ બંદોબસ્ત થશે એજ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ શિરનામું. યતિ મુકુન્દાશ્રમ. મુ. **ખંભાત.**



## શિખરિણી.

ગુણો થાતા દોષો સુજન વદને સઘ પડતાં,
ગુણો દોષો થાતા દુરજન મુખે એમ અડતાં;
મુકે મીઠું વારી ઉપર જળને અભ્ર લઈ ને,
નવાઈ એ કેવી! સરપ વિષ દે દૂધ ગ્રહીને.

